# ગુજરાતમાં
# ખ્રીસ્તી મંડળીનો ઉદય

કર્તા :

રેવ. લાજરસ તેજપાળભાઇ

૧૯૩૦

ગુજરાતમાં

# ખ્રીસ્તી મંડળીનો ઉદય

[ગુજરાતમાં લંડન મિશન તથા આઇ. પી. મિશનની સ્થાપનાનો સંક્ષિપ્ત હેવાલ]

કર્તા :

રેવ. લાજરસ તેજપાળભાઇ

પ્રથમાવૃત્તિ : પ્રત ૧૦૦૦

આઈ. પી. મિશન પ્રેસ, સુરતમાં આર. એસ. ઠીકીએ છાપ્યો
તથા પ્રસિદ્ધ કર્યો

૧૯૩૦

કિમ્મત રૂ. ૦-૪-૦

# અર્પણપત્રિકા

મહેરબાન રેવ. એમ. ડબ્લ્યુ. બીટી સાહેબ,

આપના પિતાજી તથા માતુશ્રી મડમ સાહેબ અમારા ઉપર પોતાનાં છોરૂ જેવી પ્રીતિ રાખતાં હતાં. તેમની શુભ શિખામણથી અમે સુખી થયાં છીએ; તેમજ તેમના પુત્ર આપ શરૂઆતથી અમારા પર ભાઈના જેવી પ્રીતિ રાખતા આવ્યા છો, એને લીધે આપ જ્યાં રહેતા હો ત્યાં આપ પ્રત્યે અમારૂં મન આકર્ષાય છે. આપના પ્રેમનું સ્મરણ કરીને હું આપને આ નાનકડા પુસ્તકનું અર્પણ કરૂં છું, અને આશા રાખું છું કે આપ કૃપા કરી તે સ્વીકારશો.

આપનો અતિ આભારી,

**લાજરસ તેજપાળ,**

બોરસદ

---

આ પુસ્તક સુધરાવવામાં મહે. રેવ. આર. એસ. ડીકી સાહેબે તથા સુધારવામાં મિ. હિમ્મતલાલ આશીર્વાદભાઈએ પુરતી મદદ કરી છે, માટે હું તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. **લા. તે.**

# વિષયાનુક્રમણિકા

# અગ્રવિચાર

## આ પુસ્તકમાં શું છે?

પ્રથમ તો એમાં આખા હિન્દની સ્થિતિ દર્શાવેલી છે. ત્યાર પછી ઈસ્ટ ઈંડિયા કંપની; તેણે મિશનેરીઓને કરેલો અટકાવ; તેમ છતાં, તેવામાં હિન્દમાં ખ્રીસ્તી ધર્મનો થએલો ઉદય; પ્રથમ આવેલા મિશનેરીઓની મુશીબતો; તેવામાં આવેલાં મિશનો, ને મિશનેરીઓ; ખુદ ગુજરાતમાં આવેલું લંડન મિશન (સને ૧૮૦૪); ત્યાર પછી આવેલું આઇ. પી. મિશન (૧૮૪૦); લંડન મિશન આઇ. પી. મિશનને કુલ ચાર્જ સોંપી ચાલ્યું ગયું (૧૮૪૭); લંડન મિશનનો સને ૧૮૦૪થી ૧૮૪૭ સુધીનો હેવાલ; આઇ. પી. મિશનનો ૧૮૪૦થી ૧૯૨૮ એટલે ૮૮ વર્ષનો ઇતિહાસ; ઝનાના મિશન; અને જંગલ ટ્રાઇબ્સ મિશન (ભીલ મિશન) તથા આપણું હોમ મિશન—એ બધા વિષે સંક્ષિપ્ત હકીકત આ પુસ્તકમાં સમાએલી છે.

# પ્રસ્તાવના

## આ પુસ્તક લખવાનું કારણ

કારણ વિના કશું કરાય નહિ, જેમ કહેલું છે કે,—

**अकारणं न मूढोऽपि मनुष्यः प्रवर्तते ।** અર્થ–"કારણ વગર ગાંડો માણસ પણ કાંઈ ના કરે." ત્યારે ડાહ્યું માણસ કેમ કારણ વગર કંઇ પણ કરે?

ગુજરાત તથા કાઠિયાવાડનાં મારાં ખ્રીસ્તી ભાઇબ્હેનો જોગ—

ગુજરાત તથા કાઠિયાવાડના આપણા પ્રથમના પિતૃઓ ક્યારનાએ પ્રભુ પાસે જઇ પહોંચ્યા છે. તેમનાં સંતાનોમાંનાં કેટલાંક મરણશરણ થએલાં છે ને કેટલાંક હાલ વૃદ્ધાવસ્થામાં છે. પિતૃઓના મુખથી સાંભળેલી જુની વાતો પણ તેઓ વિસરી ગયાં છે. આપણે જુની વાતો સાંભળવા ને જાણવા બહુ ચાહીએ છીએ પણ જેવી જોઇએ તેવી (આબેહુબ) બીના મળવી મુશ્કેલ છે. માટે બહુજ જરૂર છે કે, એવી જુની વાતોની નોંધ આપણી પાસે હોય કે જેથી ભવિષ્યનાં સંતાનોને લાભ થાય.

સને ૧૯૧૨ના અકટોબર આખરે ગુજરાત તથા કાઠિયાવાડની વાર્ષિક પ્રેસ્બિટેરી અમદાવાદમાં મળી. ત્યારે મહે. ડો. સ્કોટ સાહેબે વાત ઉપાડી કે, "ગુજરાત કાઠિયાવાડના જુના પિતૃઓની નોંધ કોઈ કરે, ને તે 'સત્યોદય'માં પણ છપાય તો કેવું સારૂં!" ઘણીએક ચર્ચા થયા પછી વૃદ્ધ વડીલ જેશીંગભાઇ દેશાઇભાઇને રાણીપુરથી બોલાવીને કહેવામાં આવ્યું કે તમે જુની વાતોની કંઇ નોંધ કરો તો સારૂં. પણ તેમણે ના પાડીને કહ્યું કે, "મારી પાસે કંઇ નોંધ નથી, ને જુની વાતોનું સ્મરણ જેમ જોઇએ તેમ રહ્યું નથી. વળી મારો હાથ ધ્રુજે છે ને આંખે બરાબર સૂઝતું નથી, માટે મારાથી નહિ લખાય." રેવ. થોમાભાઇએ મંદવાડનું કારણ બતાવ્યું. ત્યારે મહે. રેવ. ડો. એચ. આર. સ્કોટ સાહેબે મારા તરફ નજર કરી. મેં કહ્યું, "બનતું કરીશ, ને આપની ઉપર સુરત મોકલીશ."

મેં હા પાડી, કેમકે મારી પાસે પ્રથમના જુના પિતૃ ગીરધર રૂપજીભાઇની કેટલીક નોંધ હતી; અને ગંગારામ દયાળજી તથા તેમનાં પત્ની બાઇ પીડીબા તરફથી પણ ઘણીજ વાતો મને મળી હતી, જેની મંડળીઓના લાભાર્થે મેં નોંધ કરી રાખી હતી. વળી વાલેસપુરમાં ૧૮ દિવસ રહીને વક્તા તથા લેખક છગનલાલ ભગવાનદાસ પાસેથી પણ મેં કેટલુંક લખી લીધું હતું. એ બધું હું વારંવાર ખ્રીસ્તી ભાઇઓ આગળ ને દેવળમાં દાખલા તરીકે કહેતો હતો, તેથી બધું મારા મનમાં તાજું હતું. એ બધી નોંધમાંથી થોડે થોડે ૧૯૧૩-૧૯૧૪ના માસિક "સત્યોદય"માં હું મોકલતો રહ્યો. તેમાં સુધારોવધારો કરનાર મહે. રેવ. એમ. ડબ્લ્યુ. બીટી સાહેબ તથા મહે. ડો. સ્કોટ સાહેબ હતા. તે વખતે હું ભાવનગર હતો. આ કામમાં મહે. બીટી સાહેબે મને બહુજ મદદ કરી હતી, માટે હું તેમનો તથા મહે. ડો. સ્કોટ સાહેબનો મોટો ઉપકાર માનું છું. બધા મિશનેરી સાહેબોએ અને વિશેષ દેશી મિત્રોમાંના મોટા મોટા કામદારોએ મને કહ્યું કે, "જો એ વાતો પુસ્તકરૂપે લખવામાં આવે તો તે બહુજ ઉત્તમ થાય, કેમકે 'સત્યોદય' તો બધાં કુટુંબો રાખતાં નથી, ને જો પુસ્તક હોય તો બધી વાતો સામટી મળે. તેથી તે બન્ને વર્ષનું લખાણ એકઠું કરો ને તેમાં ઘટતો સુધારોવધારો કરીને પુસ્તક રચો." કેટલાકે તો એટલે સુધી કહ્યું કે, "તમે મરી જશો તો પછી કોણ કરશે?" એ માગણી પૂર્ણ કરવા આ કામ મેં શરૂ કર્યું છે. આ પુસ્તક લખવાનો મૂળ હેતુ તો આઇ. પી. મિશન, તેના પ્રથમપિતૃઓ તથા મિશન કામ અને વૃદ્ધિ વિષે છે ખરો, તો પણ લંડન મિશન ગુજરાતમાં પહેલું આવ્યું તેથી તે આપણાં મિશનનું થડ કે ધોરી ડાળરૂપી થયું, ને છેવટે એ મિશને ગુજરાત મંડળીનો કુલ ચાર્જ આઇ. પી. મિશનને સોંપી દીધો, તેથી તેમની મંડળી આપણા પાયારૂપી થઇ, માટેજ લંડન મિશનથી આ પુસ્તક શરૂ કરેલું છે. પણ મૂળ હેતુ પ્રમાણે આઇ. પી. મિશનનું કામ, તેનો વિસ્તાર ને વૃદ્ધિ વિષેજ લખવા વિશેષ પ્રયત્ન કરેલો છે.

## બળદાયક શાસ્ત્રવચનો

"તમે જઇને...સર્વ દેશનાઓને શિષ્ય કરો; બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ. જુઓ,

જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું" (માત્થી ૨૮; ૧૯, ૨૦). "જે ચિહ્નો તથા આશ્ચર્યકારક કૃત્યો પરાત્પર દેવે મારા સંબંધમાં કર્યાં છે, તે તમને દર્શાવવાં એ મને ઠીક લાગ્યું છે" (દાન. ૪; ૨). "મર્મો યહોવાહ આપણા દેવના છે, પણ પ્રગટ કરેલી વાતો સદા આપણી તથા આપણાં સંતાનોની છે" (પુનર્નિયમ ૨૯; ૨૯).

વાંચકવર્ગ, મારા અજ્ઞાનને કારણે જો કોઇ વાત વિસ્મૃત થઇ હોય તો તેની દરગુજર કરશો; અને જો હું હયાત હોઉં તો મહેરબાની કરીને વિસ્મૃત થએલી વાતો મને જણાવશો કે ભવિષ્યમાં બીજી આવૃતિ થાય તો તે ઉપયોગમાં આવે.

સેવક,
લાજરસ તેજપાળ,
ખાસીવાડી, બોરસદ.

ઇ. સ. ૧૯૨૮.

યાદદાસ્ત—મારી વહાલી પત્ની, એસ્તર શીવજી, તા. ૨૪-૮-૨૮ને રોજ મારાથી વિયોગી થઇ.



ઉભા રહેલા સાહેબો—સ્ટીવન્સન, બીગ્ઝ, બોયડ (જુનિયર), માર્ટિન, ગેવિન, ગિલેસ્પી, આર. વિલ્સન, જોન્સન

બેઠેલા—સ્કોટ, સ્ટીલ, ગિલેસ્પી, હેન્ડરસન, ટેલર, બોયડ (સિનિયર), બ્લેર

૧૫૪૯૨

## પ્રકરણ ૧ લું

# હિન્દની સ્થિતિ

### (૧) ખ્રીસ્તી ધર્મનો ઉદય થયા પહેલાં હિન્દની સ્થિતિ

હિન્દમાં ખ્રીસ્તી ધર્મનો ઉદય થયો તે પહેલાં હિન્દની હાલત કેવી હતી એ વિષે પ્રથમ વિચાર કરવો ઉચિત છે, પણ ક્યાંથી માંડીને તેની સ્થિતિ દેખાડવી એ બહુજ વિચાર કરવા જેવી વાત મને થઇ પડી. આખરે મારા મનમાં વિચાર આવ્યો કે, ખ્રીસ્તી ધર્મના ઉદયવખતથીજ આરંભ કરવો એ શોભતું છે. અરાઢમા સૈકાને અંતે, અને ઓગણીસમા સૈકાની શરૂઆતમાં યૂરોપ, એશિયા ને આફ્રિકામાં ઘણી મોટી મોટી લડાઇઓ ચાલતી હતી. ફ્રાન્સમાં રાજાપ્રજાની વચ્ચે ભયંકર ઉથલપાથલ થવાથી હજારો મનુષ્યોની કતલ થઇ હતી. અમેરિકામાં કેટલાંક રાજ્યો સંયુક્ત થઇ અંગ્રેજ સરકારની સત્તા તળેથી નીકળી ગયાં, અને સ્વતંત્ર બન્યાં હતાં. ત્યાર પછી ફ્રાન્સના નેપોલિયન બોનાપાર્ટે આખો યૂરોપ જીતી લેવા માટે ઇંગ્લાંડ, રૂશિયા, ઓસ્ટ્રીયા, જર્મની, તુર્કસ્તાન અને સ્પેન, એ રાજ્યો જોડે ભારે યુદ્ધો કર્યાં. એ સમયે હિન્દુસ્તાનમાં પણ અંગ્રેજ તથા ફ્રેન્ચ અને દેશી રાજ્યો વચ્ચે ભારે યુદ્ધ ચાલતાં હતાં. આ અરસામાં ઇસ્ટ ઇંડીઆ કંપનીની સત્તા હિન્દમાં સ્થપાઇ હતી. તેમજ દેશી રાજ્યો પણ માહોમાંહે લડતાં હતાં, અને હિન્દમાં કેટલાંક મોટાં અને મુખ્ય રાજ્યો એકત્ર થઇને અંગ્રેજી રાજ્યને દેશમાંથી નાબુદ કરવા મથન કરી રહ્યાં હતાં. સર્વત્ર મારકુટ ને અશાંતિ પ્રવર્તી રહેલી હતી. તેમજ લડાઇઓને લીધે હરામખોર લોકો સમયનો લાભ લઇ ઠેરઠેર લૂટફાટ કરતા, ને ધાડ પાડતા હતા. આ વખતે મુસલમાની રાજ્યનો પાયો છેક ખવાઇ ગએલો હતો, ને બાદશાહત પડુંપડું થઇ રહેલી હતી. પેશ્વા, હોલ્કર, સિંધિયા, ગાયકવાડ, નિઝામ અને ટીપુનું બળ વધી પડ્યું હતું; તેમજ બીજી બાજુએ સર્વોપરી થતી બ્રિટિશ સત્તા વધતી જતી હતી. આખરે પેશ્વાઇ, દિલ્હીની બાદશાહત, પંજાબમાં શીખ રાજ્ય જે હિન્દમાં સિંહ સમાન ગણાતું હતું તે, અને ટીપુ સલ્તનત, વિગેરે મોટાં મોટાં રાજ્યો ડુબી ગયાં; અને

સર્વોપરી અંગ્રેજી રાજ્ય સ્થાપિત થયું. છેલ્લે અયોધ્યાનું રાજ્ય પણ ૧૮૫૬માં તુટી ગયું. આવા કટોકટીના સમયમાં હિન્દમાં ખ્રીસ્તી ધર્મનો ઉદય થયો; અને અંધારૂં ધીમે ધીમે જવા લાગ્યું. હિન્દ અને તેની આસપાસનાં મોટાં રાજ્યો, જેવાં કે બ્રહ્મદેશ, નેપાળ, કાબૂલ, ચીન અને ઇરાનનાં રાજ્યો સાથે અંગ્રેજને વારંવાર બહુ ભારે લડાઇઓ લડવી પડી હતી. આખરે સને ૧૮૫૭ની સાલમાં આખા ઉત્તર હિન્દમાં મોટું બંડ થયું, જેને "સત્તાવનનો બળવો" પણ કહે છે. તેને બ્રિટિશ સરકારે મોટા લશ્કર વડે બેસાડી દઇ દિલ્હી અને પેશ્વાઈ રાજ્યનો અંત આણ્યો. ત્યાર પછી સને ૧૮૫૮માં મહારાણીશ્રી વિકટોરિયાની રાજસત્તાની સ્થાપના કરવામાં આવી, અને ઇસ્ટ ઇંડિયા કંપનીની કારકીર્દિ સમાપ્ત થઇ. એ કંપનીની કારકીર્દિમાં મિશનેરીઓને હિન્દમાં આવવાને ભારે અટકાવ હતો, એ નીચેની બીનાથી સમજાશે. આ વેળાએ હિન્દના દરવાજાની કુંચી તો જાણે કે ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાં હતી. એ કંપનીના આગેવાનો વેપારીઓ હતા ને વેપારને બ્હાને તેઓ હિન્દમાં આવ્યા હતા. તેઓ મિશનેરી સિવાયના બીજા યુરોપીઅનોને બીન અટકાવથી હિન્દમાં આવવા દેતા હતા, પણ મિશનેરીઓને આવવા દેતા નહોતા. હિન્દમાં આવનારા લોકો પાસેથી કંપની એટલુંજ વચન લેતી કે, "અમે હિન્દમાં સારી રીતે વર્તીશું." બીજા સારી રીતે વર્તનારા હોય, તો મિશનેરીઓ તો સૌથી સારી રીતે વર્તેજ ને સારી રીતે વર્તવાનું વચન તો આપેજ, તોપણ કંપની તેમને આવવા દેતી નહિ, કારણ કે તે વેળાની કંપનીના સભાસદો એવું સમજતા હતા કે, ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ કરવાથી હિન્દના લોકો ફીસાદ કરશે, ને તેથી લોકો આપણી વિરૂદ્ધ થશે. કંપનીની આવી સમજણને લીધે કોઇ પણ મિશનેરીને આ દેશમાં આવવાને કાંઇજ લાગવગ નહોતો. એક સૈકા પર હિન્દમાં આવનાર ઉપદેશકોને અનેક પ્રકારના અટકાવો, અનેક વિધ્નો તથા સંકટો વેઠવાં પડતાં હતાં. તે વખતના મિશનેરીઓને કેટલી અડચણો, ધાસ્તી ને લાચારી સહન કરવી પડતી હતી, તે વિષે આગળ વાંચવાથી વધારે જણાશે. તેઓ જો કે બીજી બધી વાતે નિરાધાર, આશરા વગરના હતા, તોપણ પોતાના ગુરૂ પ્રભુ ઇસુ પર તેમનો બધો

આધાર હતો. તેથીજ તેઓ ધીરજવાન થઈ દિલાસો પામીને પુરા આસ્થાવાન હતા.

## (૨) હિન્દમાં ખ્રીસ્તી ધર્મનો ઉદય
### (પ્રથમ આવેલા મિશનેરીઓ)

આપણા ત્રાતાનું અભયવચન છે કે, "હું સર્વકાળ તમારી સાથે છું." આ અણદીઠ સહાયને આધારે મિશનેરીઓને હિમ્મત મળી. શેતાન અને તેના લશ્કર સાથે યુદ્ધ કરવાને પ્રભુના ખરા ભક્તો યાહોમ કરીને રણક્ષેત્રમાં પડયા. વિલ્યમ કેરી નામના એક મિશનેરી સાહેબ સને ૧૭૭૩ની સાલે હિન્દમાં આવવા તૈયાર થયા. કપ્તાને તેમને છાની રીતે વહાણમાં બેસાડયા. પણ વહાણ ઉપડયા અગાઉ કોઈએ નનામો કાગળ લખીને કપ્તાનને જણાવ્યું કે, "જો તમે છાની રીતે મિશનેરીને હિન્દમાં લઈ જશો તો તમે શિક્ષા પામશો." ત્યારે કપ્તાને કેરી સાહેબને કહ્યું, "મારાથી તમને હિન્દમાં લઈ જવાશે નહિ, માટે તમે પાછા ઉતરી જાઓ." કેરી સાહેબ બિચારા નિરાશ થઇને વહાણમાંથી ઉતરી પડ્યા. પણ એજ અરસામાં ડેનિશ લોકોનું એક વહાણ હિન્દમાં આવવા નીકળવાનું હતું, તેમાં બેસીને આવવાનો સારો વગ હતો, પણ આવનારાં ત્રણ જણ હતાં: એટલે કેરી સાહેબ પોતે, તેમનાં મડમ સાહેબ, ને મિ. ટોમસ કરીને એક સાહેબ, જે તેઓના સાથી હતા. આ ત્રણનું ભાડું ૬૦૦ પૌંડ, એટલે સુમારે રૂ. ૯,૦૦૦ થાય. વહાણના ઉપરીએ દરેકના રૂ. ૩૦૦૦ લેખે રૂ. ૯,૦૦૦ ભાડું માગ્યું. આટલી મોટી રકમ ક્યાંથી આપવી! ત્યારે કેરી સાહેબે પોતાનું રહેવાનું ઘર હતું તે, તથા ઘરનો પરચુરણ સામાન એ બધું વેચી નાખ્યું. તોએ નાણાં તો ખુટયાં. ખુટતાં નાણાં મેળવવાનો બીજો કોઈ ઉપાય ન રહ્યો ત્યારે કેરી સાહેબે ભીખ માગી!! અને એવી રીતે ભાડાનાં નાણાં પુરાં કર્યાં. પુરૂં નૂર ભરીને આ નાની ટોળી પોતાના દેશમાંથી નીકળી. સને ૧૭૯૩ના નવેમ્બર માસમાં ઇશ્વરકૃપાથી સુખરૂપ તેઓ બંગાળામાં આવી પહોંચ્યાં. હિન્દમાં આવ્યા પછી કેરી સાહેબ ઉપર જેટલી વિપત્તિ ને હરકતો આવી તેટલી જો કોઈ કાચાપોચા મનના માણસ ઉપર આવી હોત તો તે વેઠી શકત નહિ, ને ધીરજ પણ રાખી શકત નહિ. કેરી સાહેબનાં મડમ સાહેબના વિચાર કેરી સાહેબના જેવા

નહોતા. તે બિચારાં આ સંકટો જોઇને સાહેબને કહેતાં કે, "આપણે અમથાં અહીં આવ્યાં. હવે આપણે અહીં શું કરીશું?" કેરી સાહેબને ગંગા નદીના મુખ પાસે ગામડામાં એક ઘર ભાડે મળ્યું. આ ઠેકાણાની હવા ઘણીજ ખરાબ ને ભેજવાળી હતી. આ ઇશ્વરભક્તે પ્રથમ એવો વિચાર કર્યો કે ખેતી કરીને ગુજરાન ચલાવવું ને બંગાળી ભાષા શીખવી, પણ એ વિચારમાં તેઓ ફાવ્યા નહિ. એટલામાં મિદનાવતી શહેરમાં એક કારખાનું નીકળ્યું, તેના મેનેજર તરીકે દેખરેખ રાખવા કેરી સાહેબને આમંત્રણ મળ્યું. ઈશ્વરકૃપાથી આ ઘણુંજ સારૂં થયું. આ કામ મળ્યાથી બધી અડચણો ને સંકટોનું નિવારણ થયું. ભાષા શીખવાનો, લોકોને બોધ કરવાનો તથા પવિત્ર શાસ્ત્રનો બંગાળીમાં તરજુમો કરવાનો ઉત્તમ લાગ તેમને મળ્યો. ત્યાર પછી ધીમે ધીમે કેરી સાહેબે એક છાપખાનું શરૂ કર્યું. તે જ્યારે પહેલવહેલું લોકોએ જોયું ત્યારે તેમણે ધાર્યું કે, આ કોઇ જાદુવાળી દેવીની મૂર્તિ છે. આ છાપખાનામાં પહેલવહેલું પવિત્ર શાસ્ત્ર (બાયબલ) છાપવામાં આવ્યું. બંગાળી ભાષામાં પ્રથમ જે પુસ્તક છપાયું તે નવો કરાર હતો. કહે છે કે, એ પ્રેસ (છાપવાનું યંત્ર) હજી સુધી તેમની યાદગીરીને માટે સાચવીને રાખી મૂકેલું છે. સને ૧૮મા સૈકાને અંતે અને ૧૯મા સૈકાની શરૂઆતમાં ઇંગ્લાંડ અને અમેરિકા દેશમાં ધાર્મિક સભાઓ તરફથી મિશનેરીઓને પરદેશમાં સુવાર્તાનો પ્રસાર કરવા મોકલવા માટે ઉઘરાણાં થયાં ન હતાં; વળી હિન્દ અને બીજા દેશોમાં સુવાર્તા પ્રગટ કરવા જવાને મિશનેરીઓ પણ તૈયાર ન હતા. તેમ છતાં કોઈ ઇશ્વરભક્ત પરદેશ જવાની હામ ભીડે તો વચમાં અનેક પ્રકારની અડચણો નડતી હતી. તે વખતે આખા હિન્દમાં ઠેરેઠેર લડાઇઓ ચાલતી હતી. અંગ્રેજી રાજ્યનો પાયો હજુ સુધી દૃઢ થયો ન હતો. વળી આવનાર મિશનેરીઓને આ દેશની ભાષાઓ શીખવી પડતી હતી, ને તે શીખવાનું કાંઇ પણ સાહિત્ય ન હતું. જાહેર બજારોમાં તેઓ ઉપદેશ પણ કરી શકતા ન હતા. પ્રથમ આ દેશમાં આવેલા કેટલાક મિશનેરીઓને પોતાનું ગુજરાન ચલાવવાની પણ મુશ્કેલી હતી. વળી એક સૈકા પર યૂરોપ ને અમેરિકાના લોકોમાં અનેક ધાસ્તીઓ હતી. એટલે યૂરોપ સાથે આ દેશના લોકોનો સહવાસ કે મિલાપ ન હતો; માહોમાંહે કુસંપ હતો, અને

ઐક્યતા હતીજ નહિ; એટલુંજ નહિ પણ કોઇ એકબીજાનો ભરોસો પણ રાખતું નહિ. યૂરોપીઅનોને પરદેશી રાજ્યકર્તા ગણવામાં આવતા હતા. રંગ, રીત ને લોકાચાર તથા ધર્મ તદન એક બીજાથી જુદાં હતાં. એ ઉપરાંત આ દેશના લોકો ઘણાજ વ્હેમી, બીકણ ને અજ્ઞાન હતા. માજી મુસલમાની રાજ્યની સત્તા નીચે હિન્દના લોકો પાયમાલ થઇ ગએલા, તેથી તેઓ યૂરોપીઅનોનો તલભાર વિશ્વાસ રાખતા નહિ. યૂરોપ કરતાં આ દેશ બહુજ ગરમ, અને વળી રહેવાની કે ખાવાપીવાની સગવડ મળે નહિ. તાપને લીધે જલદી મરી જવાની ધાસ્તી તેઓને નિરંતર રહેતી; માટે તેઓમાં જે ખરા હિમ્મતવાન, વિશ્વાસુ ને ધર્મના આસ્થાધારી હોય, તેઓજ આ દેશમાં આવવાની હામ ભીડે. હિન્દ સોનાની ચલ્લી ગણાય છે તેમ છતાં ઘણાખરા હિન્દમાં આવવા હિમ્મત હારતા. તે વખતે તો જો કોઇ આવે તો તે ઘણોજ બહાદુર અને પહેલવાન જેવો ગણાતો. તે વખતે સરકારી અમલદારને જો કશી સગવડ ના મળે તો મિશનેરીઓને તો ક્યાંથી મળે! આ દેશના ધોરણ પ્રમાણે બ્રાહ્મણો, નાગર બ્રાહ્મણો અને વાણિયા જેઓ અંગ્રેજ સરકારની નોકરીમાં દાખલ થયા, તેઓ તો જેઓએ અગાઉ મુસલમાની રાજ્યમાં નોકરી કરેલી તેમના વંશજો હતા. લાંબા વખતથી તેમને મુસલમાનોનો સહવાસ થએલો ને રાજ્યસત્તા ભોગવેલી એટલે તેમને અટકાવ થોડોજ હતો. કલેક્ટર, જજ કે બીજા અંગ્રેજ અધિકારીઓ પાસે નોકરી કરનારા બ્રાહ્મણો વિગેરે સાંજે ઘેર જાય ત્યારે પાઘડી, અંગરખું, ધોતીઉં ને ખેસ ઇત્યાદિ ઉતારીને એક અલગ ખુંટીએ ભેરવતા, પછી નાહીધોઇને તથા બીજાં લુગડાં પહેરીને પાવન થઇ ઘરમાં પેસતા. બીજે દિવસે ખાઇપીને પેલાં જુદાં મુકેલાં લુગડાં પહેરી ઓફિસમાં જતા હતા. તેઓ અંગ્રેજોને પણ મુસલમાનના જેવાજ મ્લેચ્છ ગણતા હતા, ને હજીએ ગણે છે. એવા વ્હેમી લોકોમાં કામ કરવું એ તો પહેલવહેલું ઘણુંજ મુશ્કેલી ભરેલું હતું.

## (૩) હિન્દમાં આવેલા પ્રથમ મિશનેરીઓ અને તેમનાં કાર્યક્ષેત્રનાં મુખ્ય સ્થળો

ગુજરાત અને કાઠિયાવાડ કરતાં મદ્રાસ અને બંગાળામાં મિશનેરી પ્રવૃત્તિ ઘણી વહેલી શરૂ કરવામાં આવી હતી. સને ૧૮૧૨ની સાલમાં

આર્મિનિયન મિશન તરફથી સી. સી. આર્તુન કરીને એક મિશનેરી પ્રથમ સુરતમાં આવ્યો; પણ ત્યાં મિશનની સ્થાપના ન કરતાં [illegible] વડોદરા કાંપમાં જઇને મહીકાંઠા મિશનની સ્થાપના કરી. ત્યાં ન[illegible] રહીને તેણે સુવાર્તા પ્રગટ કરી. પછી ત્યાંથી તે ૧૮૨૧ની સાલમાં કલકત્તે ગયો. એમ હિન્દમાં જુના વખતથી ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓ આવજા કરતા અને કામ કરતા. તેઓ થોડાઘણો વખત હિન્દમાં રહેતા પણ ખરા. દક્ષિણ હિન્દમાં સને ૧૫૦૩ની સાલમાં પોર્ટુગીઝ લોકો પ્રથમ મલબાર કાંઠે કોચિન તથા ત્રાવણકોર પ્રાંતોમાં આવ્યા; તેમને ત્યાં ઘણા ખ્રીસ્તીઓ મળ્યા. તેઓનાં ૧૦૦ ઉપરાંત તો દેવળો હતાં, અને બે-અઢી લાખ સત્યના અનુસારીઓ હતા. આવેલા પોર્ટુગીઝો આ ખ્રીસ્તીઓને પ્રથમ તો બહુજ પ્રેમથી પોતાની મંડળીઓમાં મેળવવા લાગ્યા. પણ ત્યાંના જુના ખ્રીસ્તીઓએ એમ કરવાની ના પાડી, ત્યારે તેઓ પર જોરજુલમ ગુજારીને જબરાઇથી તેમને રોમન કેથોલિક કરવાની તેઓએ કોશીશ કરી. આ લોકોએ પોતાનાં ઘરબાર છોડીને પહાડોમાં જઇ આશરો લીધો ને પોતાના ખરા ધર્મ તથા સત્ય મતનું રક્ષણ કર્યું. ઓગણીસમા સૈકામાં તેમની સંખ્યા સવાત્રણ લાખ સુધીની હતી. આ પુરાતન મંડળીઓના ઇતિહાસના ગ્રંથો ને બીજાં જે લખાણો હતાં તે બધાં પોર્ટુગીઝોએ જોરજુલમથી લઇને બાળી મૂક્યાં. રોમન કેથોલિકના ઉપદેશકો ૬૦૦ વર્ષ પર એટલે ૧૨૯૨માં હિન્દ આવીને ખ્રીસ્તી ધર્મનો ફેલાવ કરવા લાગ્યા. આ સાલમાં યોહાન ડિમોન્ટીકોર્વિનો કરીને એક જણ આવ્યો હતો. ત્યાર પછી સને ૧૩૧૮માં ફ્રાન્સિસ્કન તથા ડોમિનિકન નામના બે મઠવાસી આવ્યા. તેઓએ કોરોમાંડલને કાંઠે પોતાનું કામ ચલાવ્યું. ૧૩૨૧માં બીજા પાદરીઓ પણ આવ્યા, પરંતુ તેઓમાંથી એકએ થાણા પાસે માર્યા ગયા. સને ૧૩૨૧માં જે પાદરીઓ આવ્યા તેઓમાંનો એક ડોમિનિકન જોર્ડન્સ કરીને હતો. તેને યોહાન નામના પાપાએ કિવલોનનો અધ્યક્ષ ઠરાવ્યો હતો. સને ૧૫૦૦ની સાલમાં ૮ ફ્રાન્સિસ્કન ભાઇઓ આવ્યા. સને ૧૫૧૩માં ડોમિનિકન ભાઇઓ આવ્યા. સૌથી પહેલો જેસુઇટ જે હિન્દમાં આવ્યો તેનું નામ ફ્રાન્સીસ ઝેવિયર હતું. તેને સંત (એટલે સાધુ)નું પદ મળ્યું હતું. તે આ દેશમાં સને ૧૫૪૨માં આવ્યો અને દસ વર્ષ

કામ કરીને સને ૧૫૫૨માં મરણ પામ્યો. તેનું સુકાઇ ગએલું શરીર હજી સુધી ગોવામાં રાખી મૂકેલું છે. તેના મરણને દિવસે દર સાલ તેના સ્મરણાર્થે ત્યાં મોટી જાત્રા ભરાય છે; અને હજારો રોમન કેથોલિકો તેના મુડદાનાં દર્શન કરવા ઘણે દૂર દૂરથી આવે છે. આ શબના રખેવાળો ઘણી ઘણી ગપો મારે છે, જેવી કે ઘણાં રોગી અને માંદાં આ શબને અડકવાથી સાજાં થાય છે.

## (૪) પોર્ટુગીઝોનો જુલમ

હિન્દની દક્ષિણે પોર્ટુગીઝ રાજ્યની સત્તા વધતી ગઇ, અને કેટલાક પ્રાંતો તથા શહેરો તેની હકુમતમાં આવ્યાં. આ વખતે હિન્દુ અને મુસલમાનોની ઘણી પડતી દશા આવી હતી. એ અરસાનો લાભ લઇ પોર્ટુગીઝોએ આ દેશમાં ભારે જુલમ ગુજાર્યો, એટલે રોમન કેથોલિક પાદરીઓએ પોતાની પોર્ટુગીઝ સરકાર પાસે જઇને 'ઇન્કવીઝીશન' નામની સજાની કોર્ટ સ્થાપવાની માગણી કરી. સને ૧૫૪૬ની સાલમાં આવી કોર્ટ સ્થાપવામાં આવી. એ કોર્ટની રૂએ ચૌલ, વસાઇ, દમણ ઇત્યાદિ ઠેકાણાંમાંના હિન્દુઓને પકડી લાવીને શિક્ષા કરવામાં આવતી હતી. કોઇ પણ બ્રાહ્મણ ઉઘાડી રીતે પોતાના ધર્મની ક્રિયા કરી શકતો નહિ. તેઓ હિન્દુઓનાં મંદિરો ને મૂર્તિઓ તોડી નાખતા. જો કોઈ હિન્દુ ખ્રીસ્તી થાય તો ૧૫ વર્ષ સુધી તેને હરેક પ્રકારનો કર માફ કરવામાં આવતો. આ જુલમી કાયદો ૧૮૧૨ની સાલમાં બંધ કરવામાં આવ્યો. સને ૧૭૯૦માં પાપાવાળાનું બળ અને દોલત બહુજ વધ્યાં હતાં, એટલે પોર્ટુગીઝ રાજ્યની વાર્ષિક મ્હેસુલ કરતાં પાપાવાળાની મંડળીઓની ઉપજ ઘણીજ હતી. પરંતુ હાલ તો ગોવા અને બીજાં ઠેકાણાંના લોકો બહુજ ગરીબાવસ્થામાં આવી પડ્યા છે.

## (૫) પ્રોટેસ્ટન્ટ (સુધરેલા) લોકોનું આવવું

પ્રોટેસ્ટન્ટ મતના અનુયાયીઓ પ્રથમ સને ૧૭૦૬માં ડેન્માર્ક દેશથી આવીને ત્રીકામંડી બંદરે ઉતર્યા. તેમાં જીગાનબલગ તથા પલૂચ્ચો એ બે મિશનેરીઓ પ્રથમ આવ્યા. થોડી મુદત સુધી તેમનું કામ ઠીક ચાલ્યું, પણ પછી ડેન્માર્કના લોકોએ તેમને મદદ આપવી બંધ કરી, તેથી તેમને ઈંગ્લાંડની ધર્મસભાઓએ પોતાની મંડળીઓમાં મેળવી લીધા. ડેન્માર્ક

મંડળીના પ્રખ્યાત ઉપદેશક સ્વાર્ટ્સ ૧૭૫૦ની સાલમાં હિન્દ આવ્યા. તેમણે આ દેશમાં ૫૦ વર્ષ રહીને પ્રભુનું કામ બહુજ હોંસભેર કર્યું. આખરે તેઓ અહીંજ મરણ પામ્યા. ફેબ્રીસિઅસ કરીને બીજા એક મિશનેરી હતા. તેમણે તામિલ ભાષામાં બૈબલનું ભાષાંતર કરીને છપાવ્યું. તેમની મહેનતથી ટુંક મુદતમાં એટલે આઠ નવ વર્ષમાં પંદર વીસથી હજાર સુધી ખ્રીસ્તી થયા.

અત્યાર સુધી આપણે દક્ષિણ હિન્દમાં ખ્રીસ્તી ધર્મના પ્રસાર સંબંધી જોયું, પણ હવે ઉત્તર હિન્દ વિષે પણ કંઇક જાણવાજોગ જોવું જોઇએ. સને ૧૭૬૬માં કેરનાંડર કરીને એક મિશનેરીએ કલકત્તામાં આવીને પ્રભુનું કામ શરૂ કર્યું. તેણે એક દેવળ બંધાવ્યું, અને ૯ વર્ષમાં એટલે ૧૭૭૫ સુધીમાં તેની મંડળીમાં ૨૦૦ ઉપરાંત ખ્રીસ્તી થયા. સને ૧૭૨૭માં ડેન્માર્કથી સુલતસ નામે એક મિશનેરી આવ્યો. તેના પ્રયત્નથી ૩૩ વર્ષમાં એટલે ૧૭૬૦ સુધીમાં ખ્રીસ્તી મંડળીમાં ૧૪૭૦ સભાસદો થયા. પછીથી આ ડેન્માર્કના મિશનેરીઓએ ઇંગ્લાંડની મંડળીઓમાં જોડાઇ જઇને પ્રભુનું કામ આગળ ચલાવ્યું.

ત્યાર પછી બંગાળામાં ડૉકટર ટોમસે ઈ. સ. ૧૭૮૭માં આવીને પ્રભુનું કામ ચલાવ્યું ને વધાર્યું. તેમના પ્રયાસથી બે ત્રણ મોટા બંગાળી બાબુઓ ખ્રીસ્તી થયા. એટલામાં વિલ્યમ કેરી સાહેબ ૧૭૯૩માં પાછા આવ્યા. કેરી સાહેબે પવિત્ર શાસ્ત્રનું ભાષાંતર સંસ્કૃત ભાષામાં કર્યું. તે ઉપરાંત બીજા કેટલાક ઉત્તમ ગ્રંથો રચીને તેમણે છપાવ્યા. હવે હિન્દુસ્તાનમાં પ્રભુના સેવકો ૧૯૦૦મા સૈકાના આરંભમાં આવ્યા, એટલે સને ૧૮૧૩ની સાલે હોલ સાહેબ અને ન્યુમન સાહેબ નામના બે મિશનેરીઓ મુંબઇમાં આવ્યા, અને પ્રથમ મુંબઇમાં તેઓએ પ્રભુનું કામ કરવા માંડયું.

હવે આ પહેલા પ્રકરણમાં ખ્રીસ્તી ધર્મનો ઉદય થયા પહેલાંનું અને ખ્રીસ્તી ધર્મનો ઉદય થયા પછીનું હિન્દ દેખાડવામાં આવેલું છે. દક્ષિણ હિન્દ, ઉત્તર હિન્દ અને મધ્ય હિન્દ દેખાડવામાં આવ્યું છે. પણ હવે આપણે આપણા મૂળ હેતુ પ્રમાણે ગુજરાત–કાઠિયાવાડમાં મિશનની સ્થાપના વિષે વાત કરવાની છે, તે આ બીજા પ્રકરણમાં જોઇશું.

## પ્રકરણ ૨ જું

# ગુજરાતમાં લંડન મિશન

## (૧) સુરતમાં લંડન મિશન

લંડનથી વેપાર કરવાને અર્થે પ્રથમ આ દેશમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપની આવેલી. ત્યાર પછી ૨૦૦ વર્ષે સુરતમાં મિશનની સ્થાપના થઇ. સને ૧૮૧૫ની સાલમાં લંડનથી વિલ્યમ ફ્રેની સાહેબ અને સ્કિનર સાહેબ સુરતમાં આવ્યા, અને મુગલીસરામાં તાપી નદીને પૂર્વ કાંઠે મોગલ બાદશાહનો કે તેમના કોઈ ભાયાતનો મહેલ વેચાતો રાખીને તેમાં તેઓએ મિશનની સ્થાપના કરી. તેઓ પોતાની સાથે છાપવાનાં સાધનો પણ લેતા આવ્યા હતા. અને સુરતમાં તેઓએ જે છાપખાનું ખોલ્યું, તે તો સુરતમાં સૌથી પહેલવહેલું છાપખાનું હતું. આ છાપખાનું જોઇને લોકોને બહુ નવાઇ ને અચરતી લાગતી હતી. આ બે મિશનેરીઓએ મળીને નવા કરારનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું અને ૧૮૨૭માં છાપ્યું. તેની ભાષા સુરતી ગુજરાતી હતી, અને અક્ષરો મોટા હતા. વળી તેમાં જોડાક્ષરનું તો નામે ના મળે. તેનું કદ બહુ મોટું હતું. તેમાં ૫૯૦ પૃષ્ઠ છે. તે વખતમાં એ ભાષાંતર શુદ્ધ નજ હોય એમાં કાંઈ નવાઇ નથી. જુના કરારનો પહેલો ભાગ (ઉત્પત્તિથી રૂથ સુધી) સને ૧૮૨૮માં છાપવામાં આવ્યો. તેનું કદ પણ મોટું, તેના અક્ષર પણ મોટા અને ભાષા સુરતી ગુજરાતી હતી. તેમાં ૬૦૮ પૃષ્ઠ છે. તે વેળા ગુજરાતી ભાષામાં કંઇજ સાધનો ન હતાં; એટલે શબ્દકોશ નહોતો, બોલી પણ અશુદ્ધ હતી. વળી તે અરસામાં કોઇ દેશીને અંગ્રેજી ભાષા તો આવડેજ નહિ. જુના કરારનો બીજો ભાગ (૧ લા શમૂએલથી દાઉદનાં ગીત સુધી) ૧૮૨૯માં છાપવામાં આવ્યો. તેની ભાષા, અક્ષરો ને કદ પહેલા ભાગના જેવાંજ હતાં. તેમાં ૭૩૮ પૃષ્ઠ છે. ત્યાર પછી પવિત્ર શાસ્ત્રનો ત્રીજો ભાગ (નીતિવચનોથી તે માલાખી પ્રબોધક સુધી) છાપવામાં આવ્યો. તેમાં ૬૦૫ પૃષ્ઠ છે. આખો જુનો કરાર ૧૮૨૯માં પુરો છપાઇ રહ્યો. તેમાં કુલ પૃષ્ઠ ૧૯૫૧ થાય છે. આખા પવિત્ર શાસ્ત્રનું ગુજરાતી ભાષાંતર

લંડનના મિશનેરીઓએ કર્યું ને છપાવ્યું, એમાં ગુજરાત તથા કાઠિયાવાડ પર એમનો મોટો ઉપકાર થયો છે! આ જુનાં પુસ્તકોના નમુનાની નકલો મિશન પ્રેસમાં રાખી મુકેલી છે. જો કોઇને જોવાની ઇચ્છા હોય તો સુરત જઇ મિશન પ્રેસમાં તપાસ કરવી (મેં એ પુસ્તકો જોયાં છે). પવિત્ર શાસ્ત્ર છપાયું તે પહેલાં ખ્રીસ્તી ધર્મનાં બીજાં કોઇ પુસ્તકો છપાયાં ન હતાં. બોધકો શાસ્ત્રનો કોઇ વિષય લઇને શહેરમાં ને ગામડાંમાં મ્હોડે બોધ કરતા હતા. આખું પવિત્ર શાસ્ત્ર છપાયા પછી ખ્રીસ્તી ધર્મનાં બીજાં પુસ્તકો છાપવામાં આવ્યાં. તેમાંનું સૌથી પહેલું જે છપાયું તે "મંડળીમાં ભજન કરવાની રીત" હતું. તેમાં ૨૮ પ્રાર્થના છે. આ પુસ્તકના બે મુખ્ય ભાગ છે: પહેલા ભાગમાં પ્રાર્થનાપદ્ધતિ અને બીજા ભાગમાં ધર્મસંસ્કારો આવે છે. એ ૧૮૬ પૃષ્ઠનું પુસ્તક છે. તેનો કર્તા વિલ્યમ ફ્રૈવી સાહેબ છે. એ પુસ્તક ૧૮૩૩માં છપાયું હતું. આ પ્રાર્થનાપુસ્તકની બીજી આવૃત્તિ સને ૧૮૩૯માં છપાઇ. પહેલી આવૃત્તિ કરતાં બીજીમાં પ્રાર્થનાઓ વધારે છે અને તેમાં ધર્મસંસ્કારો છાપવામાં આવ્યા નથી. ત્યાર પછી વિધર્મીઓને બોધ મળે એવી કેટલીક નાની નાની ટ્રાકટો આસરે ૩૦ છપાઇ. લંડન મિશન તરફથી ફ્રૈવી નામના બે ભાઇઓ સુરતમાં કામ કરતા હતા. એજ અરસામાં વિલ્યમ કલાર્કસન સાહેબ સને ૧૮૩૭માં સુરત આવ્યા. તેમના પછી બે વર્ષે વિલ્યમ ફ્લોવર સાહેબ ૧૮૩૯માં સુરત આવ્યા. સને ૧૮૪૦માં આલેક્ષાંદર ફ્રૈવી સાહેબ મરણ પામ્યા. તેમની કબર સુરતના દેવળની પાછળ દક્ષિણે આવેલી છે. પોતાના વહાલા ભાઇના મરણ પછી વિલ્યમ ફ્રૈવી સાહેબ સ્વદેશ ગયા. તેઓ ઇશ્વરકૃપાએ ઘણાં વર્ષ જીવીને ઇંગ્લાંડમાં મરણ પામ્યા. વિલ્યમ ફ્રૈવી સાહેબ સાથે સ્કિનર સાહેબ આવ્યા હતા. તેઓ પણ કેટલાંક વર્ષે મરણ પામ્યા. સને ૧૮૫૭માં ઇંગ્લાંડથી મિ. યંગ કરીને એક સાહેબ છાપખાનાના ઉપરી તરીકે સુરત આવ્યા. તેમણે પ્રેસમાં ઘણોજ સુધારોવધારો કર્યો. સરકાર તરફથી ને બીજા ગ્રંથકારો તરફથી પ્રેસમાં ઘણુંજ કામ આવતું હતું, તેથી પેદાશ સારી થવા લાગી.

સુરતમાં વિલ્યમ ફ્રૈવી સાહેબે અંગ્રેજી ને ગુજરાતી શાળાઓની શરૂઆત કરી. ઘણા હિન્દુ ને પારસી વિગેરે વિદ્યાર્થીઓએ અંગ્રેજી શાળામાં અભ્યાસ

કરીને મોટો લાભ મેળવ્યો છે. હિન્દમાં પ્રથમ મિશનેરી લોકોએજ કેળવણીની સ્થાપના કરી. પાટનગર મુંબઇમાંજ સરકાર તરફથી ૧૮૩૦ની સાલ પછી એક બે અંગ્રેજી શાળાઓ સ્થાપવામાં આવી હતી. આજથી ૫૦ વર્ષ પર મોટા હોદ્દેદારો, અધિકારીઓ અને રાજારાણાઓને જવલ્લેજ પોતાની સહી કરતાં આવડતી, અને જેઓને આવડતી તેઓ બોડીઆ અક્ષરો વાંકાચુંકા ને નાનામોટા પાડતા. વાણીઆનાં ખાતાં ને નામાંઠામાં પણ એવાજ બોડીઆ (કાના માત્રા વગરના) અક્ષરોથી લખાતાં. પણ મિશનેરીઓનું જોઇજોઇને કેળવણીખાતું સુધરવા ને વધવા લાગ્યું. સને ૧૮૪૨માં સુરતમાં, સને ૧૮૪૬માં અમદાવાદમાં, સને ૧૮૪૯માં ભરૂચમાં અને ૧૮૫૩માં રાજકોટમાં નિશાળો શરૂ ને સ્થાપિત થઇ. ત્યાર પછી ૧૮૫૭થી કેળવણીખાતું વધારે સુધર્યું ને ઉત્તમ પંક્તિમાં આવ્યું. તે હજીએ વધતું ને વધતું જાય છે. એ બધું મિશનેરીઓના પ્રતાપથી થયું; અને હજી પણ મિશનેરીઓ એ કામમાં આગળ પડતો ભાગ લે છે. મિશનેરીઓનું જોઇ જોઇને બીજા લોકોએ પણ દેશમાં ઠેરઠેર નિશાળો, બોર્ડિંગ હાઉસો તથા અનાથાશ્રમો બાંધ્યાં છે, પણ નિશાળો બાબત એકલા ક્લાર્કસન સાહેબજ વિરૂદ્ધ હતા. તેમનો મત એવો હતો કે, "આ તો વાંદરાના હાથમાં તરવાર આપવા જેવું છે. નિશાળોમાં ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ આપવું, તે તો ભુંડોની આગળ મોતી વેરવા જેવું, અને વાંદરાની આગળ ફૂલડાં વેરવા જેવું છે. શહેરો કરતાં ગામડાંમાં ઉપદેશ કરવો, ને તેમને સુવાર્તા પ્રગટ કરવી એમાં ફાયદો છે; કેમકે શહેરી લોકો વધારે વિષયી, લુચ્ચા, ઠગ ને એશઆરામી હોય છે, પણ ગામડાના લોકો બિચારા સાદા ને ભોળા હોય છે. માટે જો નિશાળો કાઢવી હોય તો ગામડાંમાં કાઢવી." તે સાહેબ વડોદરા કાંપમાં ચાર પાંચ વર્ષ રહ્યા, અને સાત આઠ વર્ષ દેવાણ તથા બોરસદ રહ્યા; પણ તેમણે એક નિશાળ કાઢી ન હતી.

વિલ્યમ ફ્લૌવર સાહેબ પાંચેક વર્ષ સુરતમાં અને બે વર્ષ વડોદરા કાંપમાં રહ્યા. તેઓ ઘણા વિદ્વાન, ધાર્મિક, નમ્ર અને પ્રીતિવાન હતા. વિલ્યમ ફ્લૌવર સાહેબે મૂર્તિપૂજક લોકોને બોધ મળે એવાં કેટલાંક પુસ્તકો રચીને છપાવ્યાં. તેઓમાંનું સૌથી રસિક અને ઉત્તમ પુસ્તક તે જોન બન્યનકૃત "યાત્રાકારી" છે. એ પુસ્તક સારા ટાઇપમાં અને સાદી,

રસિક તથા સરળ ભાષામાં ૧૮૪૭માં બહાર પડ્યું. પાછળથી તેની બીજી આવૃત્તિઓ નીકળી. તે વિષે લોકો કહે છે કે, "પહેલાંના જેવી મીઠાશવાળી આ નથી." જો આ દેશમાં ફ્લૌવર સાહેબ સાજાતાજા અને તંદુરસ્ત રહ્યા હોત તો આપણા દેશમાં ઘણાં વર્ષ રહીને તેઓ ઘણું કામ કરત; પણ ઈશ્વરેચ્છા તેમને માટે જુદીજ હતી. તેઓ સાહેબને ક્ષય રોગ લાગુ થયો. ડોકટરોએ તેમને વાત કરવાની પણ સખત મના કરી. મડમ સાહેબને જો કંઇ કહેવું હોય તો તેઓ પાટી પર લખીને કહેતા. આખરે સાહેબને ઇંગ્લાંડ જવું પડ્યું. ત્યાં સગાંસ્નેહીઓની મુલાકાત લઇ થોડા દિવસમાં તેઓ મરણ પામ્યા.

ખાશીવાડીમાં પૂર્વ બાજુએ કાંસની તેડે જે પહેલાં પાંચ ઘરો ખ્રીસ્તી લોકોને રહેવા માટે બાંધવામાં આવ્યાં હતાં, તે બાંધવાનું તમામ ખરચ ફ્લૌવર સાહેબનાં મડમ સાહેબે મોકલ્યું હતું. તેમાંનું નાળા પરનું પહેલું ઘર તે પ્રાર્થનાનું ઘર હતું. તે વખતે બોરસદમાં ઇશ્વરમંદિર બંધાએલું ન હતું. સુરતમાં ૨૩ વર્ષ કામ ચાલ્યું પણ કંઈ સફળતા જણાઇ નહિ. ત્યાંના રહેવાસીઓ ધંધારોજગારમાં રાતદિવસ મચેલા રહે છે. વળી તેઓ ઘણા શ્રીમંત હોવાથી વિલાસમાં તથા એશઆરામમાં દિવસ ગાળતા હતા. કલાર્કસન સાહેબે આ શહેરને સદોમ તથા ગમોરાહની ઉપમા આપી હતી. કલાર્કસન સાહેબનો મત પ્રેરિત પાઉલના જેવોજ હતો કે, જ્યાં બીજા કોઇએ કામ ન કર્યું હોય ત્યાં જઇને કામ કરવું, "રખેને બીજાના પાયા પર હું બાંધું." ૩૦ વર્ષ સુધી સુરતમાં સુવાર્તા પ્રગટ કરવામાં આવી, તો પણ ત્યાંના લોક ઉલટા વધારે કઠણ મનના જણાયા. સાહેબ જ્યારે બજારમાં વાત કરતા હોય ત્યારે લોકો વાત નહિ સાંભળતાં ગડબડ કરીને ધૂળ, છાણ, કાંકરા, ને સડેલો ભાજીપાલો તેમના પર નાખતા; તેથી સાહેબે ઠરાવ કર્યો કે, જ્યાં લોકો ખુશીથી વાત સાંભળે અને માને ત્યાં જવું. હવે એ અરસામાં (૧૮૪૦) વડોદરા કાંપના રેસીડેન્ટ સાહેબ પાસે મિ. આન્તુન કરીને એક યુરેજીઅન હેડ કલાર્કનું કામ કરતા હતા. ટુંક પગારમાં પણ તેઓ સુખી જીવન ગાળતા હતા. તેમને ગુજરાતી ભાષા સારી આવડતી હતી. રવિવારને દિવસે કે ઓફિસમાં રજા હોય ત્યારે તેઓ પોતાની સીગરામમાં

બેસીને કાંપની આસપાસના ગામડાંમાં સુવાર્તા પ્રગટ કરવા જતા હતા. તેઓ સુરતથી ધર્મનાં પુસ્તકો મંગાવીને લોકોને મફત વાંચવા આપતા, જો કોઇ શોધક મળે તો તેને પોતાને ઘેર બોલાવીને તેની સાથે ધર્મ વિષે વાતચીત કરતા, ને સાથે સાથે પ્રાર્થના કરતા. મિ. આન્તુન કલાર્કસન સાહેબને ઘણી વખત મળતા; અને પોતે જે જે કામ કરતા તે તેમને કહેતા હતા, તે પરથી કલાર્કસન સાહેબનું મન ચરોતર તરફ ખેંચાયું. મહીકાંઠા મિશનની સ્થાપના થયા પહેલાં ચરોતરમાંથી બે પુરૂષો, એટલે આંકલાવના ગીરધરભાઈ રૂપજીભાઇ અને કાનવાડીના કુબેરભાઇ આશારામ, બાપ્તિસ્મા લેવા સુરત ગયા હતા. એ વાત ગીરધર રૂપજીએ પોતે મને કહેલી. તે નીચે પ્રમાણે:—

## (૨) ગીરધરભાઇ રૂપજીનું ખ્રીસ્તી થવું

આન્તુનભાઈ જેઓ વડોદરા કાંપના રેસીડેન્ટ સાહેબના કલાર્ક હતા તેઓ ખરા ખ્રીસ્તી હતા. રવિવારે જ્યારે કચેરીમાં કામ ના હોય ત્યારે તેઓ પોતાની બગીમાં બેસી ખ્રીસ્તી ધર્મની ચોપડીઓ લઇને ગામડે ફરતા, ઉપદેશ કરતા અને ચોપડીઓ આપતા. તેમની પાસેથી "ઇસુના રાજની આગનાઓ" એ નામની એક ચોપડી ગીરધરભાઇને મળી. (તે હાલ પણ મારી પાસે છે, કેમકે તે ગીરધરભાઇએ મને વાંચવા આપી હતી.) એ ચોપડી વાંચીને ગીરધરભાઈ અન્તુનભાઈ પાસે ગયા, ને તેમણે તેમને સુરત જવા કહ્યું. હું અને કુબેરભાઇ ઘેરથી સુરત જવા નીકળ્યા. બે ચાર ગાઉ ચાલ્યા પછી અમારા મનમાં જવા વિષે ઢચુપચુ થવા લાગ્યું. શેતાને અમારા મનમાં એવું ઘાલ્યું કે, ઘરનો કામધંધો છોડી દઇ ઘરો સુનાં મૂકી આટલે બધે છેટે જવું એ તો ઠીક નહિ, માટે હમણાં જવાનું માંડી વાળી પાછા ઘેર જઇએ; પછી જોઇશું. જો જવાશે તો પછી જઇશું. અમે બન્ને એવો વિચાર કરતા કરતા ધીમે ધીમે ચાલતા હતા. ચાલતા ચાલતા અમે માર્ગની કોરના એક ઝાડ નીચે જઇ બેઠા; અને ત્યાં પ્રાર્થના કરી કે, "પ્રભુ, અમે શું કરીએ, જઇએ કે રહેવા દઇએ?" એટલામાં એક માણસ આવ્યો. તેને અમે ઉભો રાખ્યો, અને કહ્યું કે, "તું કહે તેમના જઇએ (માર્ગ તરફ હાથ કરીને). અમે આમ જઇએ, કે આમ જઇએ?" તેણે કહ્યું, "તમે ગાંડા છો, તમારે જે માર્ગે કામ હોય તે તરફ જાઓને, એમાં મને

શું પૂછો છો ?" અમે બહુજ આગ્રહથી તેને કહ્યું, "ના, ના, તું કહે તે રસ્તે જઇએ." ત્યારે તેણે લાંબો હાથ કરીને વાસદનો રસ્તો દેખાડયો, ને કહ્યું કે, "ત્યારે ટળોને આમના." એટલે અમે સમજ્યા કે પ્રભુની મરજી અમને સુરત મોકલવાની છે, માટે અમે ઉહીંને સુરતને રસ્તે ચઢયા. અમે સહી-સલામત સુરત પહોંચ્યા; સાહેબને મળીને વાતચિત કરી, અને બાપ્તિસ્મા માગ્યું. અમને વડોદરા કાંપના મિ. આન્તુન સાહેબ તરફથી ખ્રીસ્તી ધર્મની કેટલીક ચોપડીઓ મળી હતી, તે વાંચીને ખ્રીસ્તી ધર્મ વિષે અમે થોડું ઘણું સમજ્યા હતા. કલાર્કસન સાહેબે અમને કેટલાક સવાલો પૂછ્યા, અને દશ હુકમ પણ પૂછ્યા. દશ હુકમ વિષે ગીરધરભાઇ બોલ્યા, "અમે નવ હુકમ પાળીશું, પણ ચોથો હુકમ નહિ પાળીએ." સાહેબે બહુ રીતે સમજાવ્યા. છેવટે પોતાની ઘડીઆળના અછોડાની દશ કડીઓ પકડીને કહ્યું, "આ દશ કડીઓમાંની કોઈ પણ કડી તોડું તો ઘડીઆળ લટકી રહેશે કે ?" ગીરધર કહે, "ના; એ તો હેઠે પડશે." સાહેબે કહ્યું, "એજ પ્રમાણે દશમાંની એક પણ આજ્ઞા તોડનાર નર્કે પડે; તે પ્રભુની પ્રીતિમાંથી પડી જાય ને પતિત થાય. હવે સમજ્યા ? આજ્ઞાઓ પ્રભુની છે, મારી નથી, કે હું તોડવાનો હુકમ આપું." પછી વિચાર કરીને અમે કહ્યું કે, "દશે પાળીશું." પછી બાપ્તિસ્મા પામીને અમે આંકલાવ ઘેર આવ્યા. એવી રીતે ગીરધરભાઈ રૂપજી અને કુબેરભાઇ પ્રથમ ખ્રીસ્તી થયા. આ બધી હકીકત પરથી મારા મનમાં પ્રેરિત પીતર અને કરનેલ્યસની વાત આવી. એટલે પીતરને કરનેલ્યસને ત્યાં મોકલ્યા અગાઉ પ્રભુએ બન્નેને આગળથી તૈયાર કરી રાખ્યા હતા. વળી જ્યારે ફીલીપને રાનને રસ્તે જવાનું પ્રભુએ કહ્યું તે પહેલાં પ્રભુએ ફીલીપ તથા હબશી ખોજો એ બન્નેનાં મન પણ તૈયાર કરી રાખ્યાં હતાં. હબશી ખોજો તો યશાયાહ પ્રબોધકના પુસ્તકમાંથી આવનાર તારણકર્તાના દુઃખનો પ૩મો અધ્યાય વાંચતો ફીલીપને મળ્યો. ફીલીપની વાત સાંભળીને તેણે તે તરત સ્વીકારી લીધી. તેણે બાપ્તિસ્મા પણ માગ્યું ને પામી લીધું. આહા! પ્રભુના ઠરાવો ને તેનાં કૃત્યો કેવાં ગહન ને ચમત્કારિક છે! તે પોતાના મહાજ્ઞાને કરીને આગળથી એવું તો યોજી રાખે છે કે, તે અણધાર્યું અને અનાયસે બની આવે છે, કેમકે પ્રભુ પોતાનું કામ જોકે

માણુસની હત્યુ કરાવે છે ખરો, તોપણ તે પોતાના આત્માથી માણુસને દોરે છે (પ્રે. કૃ. ૧૬ ; ૬-૧૮).

## વડોદરામાં લંડન મિશન

વિલ્યમ કલાર્કસન સાહેબ જ્યારે સુરતથી વડોદરે આવવા નીકળ્યા ત્યારે સુરત શહેરના દરવાજા બહાર ઉભા રહીને તેમણે પોતાના પગની ધૂળ ખંખેરી નાખી (સરખાવો લુક ૯ ; ૫).

સને ૧૮૪૪ની સાલમાં વડોદરા કાંપની દક્ષિણે (વિશ્વામીત્રી નદીને દક્ષિણ કાંઠે) મહેરબાન રેસીડેન્ટ ઑટ્રામ સાહેબે કલાર્કસન સાહેબને ૧૨ વીઘાં જમીન આપી. તેમાં તેમણે બંગલો તથા કેટલાંક ઘરો બાંધ્યાં, અને મિશનની સ્થાપના કરી. વડોદરા અને તેની આસપાસ ૨૦-૨૫ ગામોમાંનાં કેટલાંક માણુસો મંડળીમાં મેળવાયાં હતાં, અને બીજાં કેટલાંક ધર્મશોધકો તથા ભાવિકો હતાં. એ પ્રથમના ખ્રીસ્તીઓનાં મુબારક નામોની યાદી આ જગાએ રાખવી ખરેખર ઉચિત છે, કેમકે તેઓ તો અસલ મંડળીના પાયારૂપ હતા ; અને તેમનાં સંતાનો ગુજરાત તથા કાઠિયાવાડમાં આજે બધેબધ પસરેલાં છે. તેઓ આ નામ અને કુટુંબોનાં માણુસોની સંખ્યા જાણુશે ત્યારે કેટલાં બધાં હરખાશે!! વડોદરા કાંપમાં જે ચાર કુટુંબ પહેલવહેલાં ખ્રીસ્તી થયાં તે ચારેનાં નામ પ્રથમ લખેલાં છે ; પછી બીજાં લખેલાં છે.

| નંબર | નામ | ગામ | કુટુંબનાં માણુસ. |
|---|---|---|---|
| ૧. | બેચરભાઇ અમરસીંગ | અણુધડ | ૭ |
| ૨. | દલાભાઇ વજેસીંગ | ઢુંઢિયાપરૂં | ૭ |
| ૩. | રઘનાથભાઇ જીવાભાઇ | વગાસી | ૪ |
| ૪. | દેશાઇભાઇ ખોજીદાસ | સીસવા | ૪ |
| ૫. | ભવાનીભાઇ | વડોદરા | ૪ |
| ૬. | વલ્લભભાઇ | ,, | ૩ |
| ૭. | જીવાભાઇ | ,, | ૧ |
| ૮. | દાજીભાઇ | ,, | ૧ |
| ૯. | હરીભાઇ | કુકસ | ૧ |
| ૧૦. | ખુશાલભાઇ ભાઇજી | ડભાસી | ૧ |

| નંબર | નામ | ગામ | કુટુંબનાં માણસ |
|---|---|---|---|
| ૧૧. | મોહનભાઈ | ડભાસી | ૧ |
| ૧૨. | કુબેરભાઇ | ભરથાણા | ૧ |
| ૧૩. | રણછોડદાસ | ખેડા | ૧ |
| ૧૪. | નથુભાઇ | ,, | ૧ |
| ૧૫. | હરીભાઇ | શેરખી | ૧ |
| ૧૬. | ભાઇબા ડોડીઓ | કોઇલી | ૨ |
| ૧૭. | ઓધારભાઇ ને બીજો તેમનો ભાઇ | ,, | ૨ |
| ૧૮. | ભાઇજીભાઇ (૧) | ભાઇલી | ૧ |
| ૧૯. | જીજીભાઇ | સેવાસ્તા | ૧ |
| ૨૦. | નારણભાઇ | ભરથાણા | ૧ |
| ૨૧. | દાજીભાઇ (૨) | ખેડાસા | ૧ |
| ૨૨. | પટેલ હાથીભાઈ | નાર | ૧ |
| ૨૩. | અજુભાઇ બાપુજી | ,, | ૧ |
| ૨૪. | સામળભાઇ | ,, | ૧ |
| ૨૫-૨૬. | બીજા બે ભાઇઓ | ,, | ૨ |
| ૨૭. | ગીરધરભાઇ રૂપજીભાઇ | આંકલાવ | ૩ |
| ૨૮. | કુબેરભાઇ જીવણભાઇ | કાનવાડી | ૪ |
| ૨૯. | આશારામ બાવો ને તેનો ભાઇ આરંભભાઇ | કાનવાડી | ૨ |
| ૩૦. | જેઠાભાઇ મુખી | અંબાલી | ૧ |
| ૩૧. | ભાઇબા (૨) | ,, | ૧ |
| ૩૨. | ગણેશભાઇ | ,, | ૧ |
| ૩૩. | રામદાસ ધનજીભાઇ | ગોરવા | ૧ |
| ૩૪. | ગંગારામ દયાળજી | દેવાણ | ૧ |
| ૩૫. | હરીભાઇ | પીરાણા | ૧ |
| ૩૬. | રાઘણભાઇ | કોટડા | ૧ |
| ૩૭. | ગંભીરભાઇ ગુલાબ | ભેટાસી | ૩ |

આ ઉપરની યાદીમાં પુરૂષ ૩૮, સ્ત્રીઓ ૧૨, છોકરા ૧૦ અને છોડીઓ ૭ મળીને કુલ ૬૭ની સંખ્યા હતી. વળી નંબર ૧લા તથા ૨જા (બેચરભાઇ તથા દલાભાઈ)ને બબ્બે સ્ત્રીઓ હતી; તેઓ તેમને પણ સાથે લેતા આવ્યા હતા. તેમને સાહેબે બંગલે બોલાવીને કહ્યું કે, આપણા શાસ્ત્ર પ્રમાણે પુરૂષને એક સ્ત્રી, ને સ્ત્રીને એકજ વર હોવો જોઇએ; માટે તમે પરણેલીને રાખો, ને નાતરાવાળીને રજા આપો. તે મુજબ એ બન્ને ભાઇઓએ પરણેતરને રાખી અને નાતરાવાળીને રજા આપી. પ્રથમ ચરોતરમાં પ્રભુનું કામ બહુજ જોશભેર ચાલ્યું. ઓછામાં ઓછા ૧૨૫થી તે ૧૫૦ સુધી માણસો રવિવારે પ્રાર્થનામાં આવતાં, પણ તેમાં સ્ત્રીઓ બહુજ ઓછી આવતી હતી (પરગામથી પુરૂષોજ આવતા, સ્ત્રીઓ નહોતી આવતી). એ વખતમાં અંબાલી ગામમાં ઘણા લોકો પ્રભુમાં મેળવાયા. જ્ઞાતિબંધન હજી પુરૂં તુટયું નહોતું; ને જ્યાં સહેજ તુટયા જેવું દેખાતું કે બીકણા તો એકદમ નાસીજ જતા. ચરોતરમાં જ્યારે પ્રભુના કામનો દરવાજો ઉઘડયો ત્યારે કલાર્કસન સાહેબ માત્ર ચોમાસાના ચાર માસ ઘેર રહેતા, ને શીઆળા ઉનાળાના આઠ માસ મુસાફરી કરતા. તે વખતની મંડળી ચોકખી કરવા પ્રભુ વારંવાર વાઝોડા-રૂપી પરીક્ષણ મોકલતો, એવું દેખાય છે. અંબાલી ગામમાં એક રવિવારે સાહેબ તંબુમાં બોધ કરતા હતા. તે વખતે ભરઉનાળો હતો અને લૂના ગોળા ઉડતા હતા, તેથી સાહેબે નોકરને કહ્યું કે, તંબુ અને કનાતો પર પાણી છંટાવો, કે જેથી જરા ગરમી શમે. તેથી નોકરે હલકી કોમના (અંત્યજ) માણસો પાસે પાણી છંટાવ્યું. તે વખતે આભડછેટને લીધે ઘણા ઉઠીઉઠીને નાઠા. એમ તેઓએ ઠોકર ખાધી અને પાછા હઠી ગયા.

બીજો દાખલો: એકવાર વડોદરા કાંપમાં પ્રભુભોજન હતું, અને ગામેગામના લોકો સભામાં આવી હાજર થયા હતા. ત્યારે સભાસદો (પ્રભુભોજનમાં બેસનારા)ને સાહેબે કહ્યું કે, ખ્રીસ્તીઓ જ્યાં સુધી હિન્દુપણાની નિશાણી (ચોટલી) રાખે ત્યાં સુધી હિન્દુ અને ખ્રીસ્તીમાં શો ફેર? માટે જેઓ ખરા ખ્રીસ્તીઓ છે, અને આજે પ્રભુભોજન સંસ્કાર પાળવાના છે, તેમની ચોટલી હમણાંજ કાપી નાખવી જોઇએ. એમ કહીને સાહેબે મડમ સાહેબને કહ્યું, "કાતર લઇને બધા સભાસદોની

ચોટલીઓ કાપી નાખો." ત્યારે મડમ સાહેબે બધાની ચોટલીઓ કાપી નાખી. કેટલાએક જે બે ધણી (જગત અને ઇસુ)ની ચાકરી કરનારા હતા તેઓ ચોટલી કાપ્યાથી દુઃખી થયા, પણ ખરા ખ્રીસ્તીઓ તો ઉલટા ખુશી થયા ને કહ્યું કે, "અમારે માટે ખ્રીસ્તે પોતાનો જીવ આપ્યો તો ખ્રીસ્તને નામે ચોટલી આપવી તે શી વિસાતમાં!!" એમ કહીને તેઓ સ્થિર થયા; પણ જે ભુંસા જેવા હતા તેઓ તો આ વાવાઝોડામાં ઉડી ગયા.

ત્રીજો દાખલો: એક આદિતવારે દેવાણ ગામમાં સભા થઇ હતી. તેમાં એક જુવાન ઉમેદવારનું બાપ્તિસ્મા થવાનું હતું, પણ એ માણસ તે વેળાએ તંબુ બહાર હતો. સાહેબે ગંગારામભાઇને કહ્યું, "બહાર જઇને ગોરવાના રહીશ ગોવિંદ ખુશાલને અંદર સભામાં બોલાવી લાવો." તે અંદર આવ્યો કે તરત સકળ સભા ઉઠી ગઇ (બહાર જતા રહ્યા), કેમકે ગોવિંદ તો હલકી (અંત્યજ) કોમનો માણસ હતો. જેઓ જાત, આબરૂ અને કુળનો દાવો કરે છે તેમને દેવના રાજ્યમાં જવું કેટલું મુશ્કેલ છે!! પણ સાહેબે તેજ દિવસે ગોવિંદભાઇનું બાપ્તિસ્મા કર્યું. એ વખતમાં ગંગારામ દયાળજી પણ કેટલોક વખત પાછા હઠી ગયા હતા, પણ પ્રભુએ તેમને પાછા આણ્યા, અને ફરી દઢ કર્યા.

### દેશાઇભાઈ ખોજીદાસનું ખ્રીસ્તી થવું

દેશાઇભાઇ તે વડોદરા પાસે ગાયકવાડી ગામ સીસવાના મુખી હતા. તેઓ પાછળ કહેલા રેસીડેન્ટ સાહેબના ઓફિસર આન્તુનભાઇની મહેનતથી ખ્રીસ્તી થયા હતા, કેમકે તેઓ વારંવાર સીસવે ઉપદેશ કરવા જતા હતા. તેમના ખ્રીસ્તી થયાની વાત તેમનાં સાસરીઆંએ જાણી ત્યારે તેઓ વડોદરાના ફતેપુરથી સીસવે આવીને દેશાઇભાઇની ગેરહાજરીમાં તેમનાં સ્ત્રી સામબાઇને તથા તેમનાં બે છોકરાં (જેશીંગભાઇ તથા જીતાબાઇ)ને લઇને વડોદરે જતાં રહ્યાં. આથી દેશાઇભાઇને ઘણુંજ દુઃખ થયું. તેએ સાધુનો વેશ ધરીને ફરતા ફરતા રાજકોટ જતા રહ્યા; અને ત્યાં જઇ ત્યાં ના મિશનેરી જેમ્સ ગ્લાસગો સાહેબને મળ્યા. તેમણે દેશાઇભાઇને બહુ હિમ્મત તથા દિલાસો દીધો, અને થોડા દિવસ પરોણા દાખલ રાખીને તેમને પાછા વડોદરે વિદાય કર્યા. વિલ્યમ કલાર્કસન સાહેબની અને મહેરબાન રેસીડેન્ટ સાહેબની મહેનતથી તેમને તેમનાં છોકરાં તથા સ્ત્રી પાછાં મળ્યાં અને

તેઓ પ્રભુમાં ફરી સ્થિર થયાં. તેઓ ખ્રીસ્તી મંડળીમાં માનવંત અને સ્થંભ જેવા કામદાર હતા, અને વડીલનું પદ પણ પામ્યા હતા. મેં પણ તેમની સાથે બોરસદથી ખેડા અને નડીઆદ સુધીની એક મુસાફરી કરી હતી, એજ મુસાફરીમાં મહુર્મ ડોકટર દલપત મકનભાઇ નાની ઉમરે મંડળીમાં મેળવાયા હતા.

એ અરસામાં બધા વડોદરા કાંપમાં રહેતા હતા, અને તેમને ધીમે ધીમે છોકરાંની પઠે ધર્મની કેળવણી આપવામાં આવતી હતી. તેમાંના એક બે દાખલા નમુના દાખલ અહીં ટાંકું છું. પ્રથમ નીકળી આવેલા પિતૃઓ ઘરબાર, વારસા, વતન અને કામધંધા વગરના થઇ જવાથી સાહેબે તેમને પોતાના કંપાઉન્ડમાં રાખી કામધંધે વળગાડ્યા હતા. કંપાઉન્ડમાં એક મોટી વાડી હતી, તેમાં પાણી પાવા દલાભાઈ તથા રગનાથભાઈ કોશ જોડતા, અને બેચરભાઇ વાડીમાં પાણી વાળતા. એ અરસામાં એકવાર સાહેબે બધાંને કહ્યું કે, "જ્યારે પ્રાર્થનાનો ઘંટ વાગે ત્યારે ગમે તે કામ કરતાં હો તે પડતું મૂકીને પ્રાર્થનામાં આવવું." બુધવારની સાંજે પણ પ્રાર્થના થતી, માટે ઘંટ વાગ્યો; કોશ પણ કુવાની અધવચ આવ્યો. ત્યારે દલાભાઈ જે કોશ ઝીલતા હતા તે બોલ્યા, "રાખો, રાખો; ઘંટ વાગ્યો. હુકમ છે કે, પ્રાર્થનાનો ઘંટ વાગે તો તરત કામ ત્યાં ને ત્યાંજ પડતું મૂકીને પ્રાર્થનામાં આવવું. માટે બળદ હોલાણમાંજ ઉભા રાખીને સાહેબને પૂછો કે, કોશ કુવાની અધવચ આવ્યો છે, અને ઘંટ વાગ્યો, એનું કેમ કરીએ?" સાહેબે હસીને કહ્યું, "બહાર કાઢીને આવો!!" પછી કોશ કાઢીને તેઓ પ્રાર્થનામાં ગયા. કેવા ધર્મભોળા અને કેવા આજ્ઞાંકિત!

બીજો દાખલો: પૂછ્યા વગર પડેલી પણ ચીજ ના લેવી એવો બોધ આપનારો આ બીજો દાખલો છે. એકવાર ગંગારામ દયાળજી દેવાણથી વડોદરે આવ્યા. સાહેબને મળ્યા બાદ દેશાઇભાઈ ખોજીદાસને ત્યાં ઉતર્યા. દાળભાત વિગેરે જમણ તૈયાર થયું ત્યારે ગંગારામભાઇએ કહ્યું, વાડીમાં લીંબુ બહુ છે. મેં જોયાં છે. બે લીંબુ દાળમાં નિચોવવા લઇ આવું, એમ કહીને તે વાડીમાં ગયા, અને બેજ લીંબુ લીધાં. સાહેબે બંગલાની બારીમાંથી ગંગારામને લીંબુ તોડતાં જોયા. ગંગારામભાઇને સાહેબે બોલાવીને ઠપકો દીધો કે, કોઇની ચીજ ધણીને પૂછ્યા વગર લેવીજ

નહિ. તેમણે કહ્યું, "સાહેબ, દાળમાં નિચોવવા માટે માત્ર બેજ લીંબુ લીધાં છે." સાહેબે કહ્યું, "જો માગ્યાં હોત તો જોઈએ એટલાં તો શું પણ આખી લીંબી હું તમને આપી દેત. પણ વગરમાગ્યે લેવામાં ચોરીનો દોષ લાગે છે, માટે હવે પછી તમારે કદી કોઇની કંઇ પણ (નાની કે મોટી) ચીજ લેવી નહિ. જાઓ, એ લીંબુ લઇ જાઓ." એમ કહીને સાહેબે ગંગારામને જમવા મોકલ્યા. પછીથી સાહેબે માળી (બેચરભાઇ)ને બોલાવી લીંબી થડુકી કાપી નાખવાનો હુકમ કરતાં કહ્યું કે, "એ લીંબીએ ગંગારામને ઠોકર ખવડાવી છે માટે એને કાપી નાંખો." અને ખરેખર તેમણે તે કાપીજ નંખાવી. એ વાત જ્યારે ગંગારામભાઇએ જાણી ત્યારે એમને બહુજ ખોટું લાગ્યું; અને સાહેબને મળ્યા વગર તે દેવાણ જતા રહ્યા; વળી ઘણા વખત સુધી વડોદરે આવ્યા નહિ. પછી સાહેબે દેશાઇભાઇને દેવાણ મોકલ્યા, ને તેમને સમજાવીને પાછા આણ્યા. આપણા દેશમાં પડયાં ફળ, કે જરૂર હોય તો એકાદ બે ઝાડ પરથી, પૂછ્યા વગર પણ કે મિત્રભાવે કે મિત્રનું જાણીને વગરમાગ્યે લેવામાં કંઇ પાપ કે ચોરી છે, એવું લોકો સમજતા નથી, અથવા તે ચોરીમાં તો નાજ લેખાય, એ રૂઢી અનુસાર ગંગારામ વર્ત્યા. સાહેબ એમના દેશની રીતરૂઢીને અનુસર્યા, કેમકે ત્યાં કોઇની વાડીમાંથી રજા વિના પાંદડું પણ ના ચુંટાય. વાત તો ખરી છે કે પૂછ્યા વગર નહિજ લેવું. પૂછીને લેવાથી બમણું મળે ને વળી શાહુકારી ગણાય. પણ જો પૂછીને ના લઇએ તો તે સારૂં તો નાજ ગણાય. ઘણીવાર આપણે નીચે પડેલું ફળ કે બીજી કોઇ ચીજ લઇએ છીએ, અને એમાં કંઈ ખોટું કે દોષ સમજતા નથી, પણ યુરોપમાં એમ નથી; ત્યાં તો તે દોષ અને પાપ કરવાની ટેવ ગણાય છે. એકવાર કોઇ બે ત્રણ ઉપદેશકો ઘેર આવતાં આંબા નીચેથી વાવા-ઝોડામાં પડેલી કેરીઓ લાવ્યા. સાહેબે જોયું ને તે પાછી નાખવા મોકલ્યા!! અને દરેકનો બબ્બે રૂપિયા દંડ કર્યો!! હવે આ પરથી એટલું શીખવું કે, ધણીની રજા સિવાય કશું ન લેવું એજ ઉત્તમ છે.

**(૩) છેવટે લંડન મિશને બધું આઇ. પી. મિશનને આપી દીધું**

સને ૧૮૪૫ની સાલમાં સુરતમાંનો બંગલો તથા છાપખાનું લંડન મિશને આઇ. પી. મિશનને આપી દીધું. મહે. વિલ્યમ ફ્લોવર સાહેબને

ક્ષયનો ભયંકર રોગ લાગ્યો, તેથી તેઓને સ્વદેશ જવું પડ્યું; ત્યાં તેઓ મરણ પામ્યા. પછી ક્લાર્કસન સાહેબે લંડન મિશન પાસે મદદ માગી (મદદગારો માગ્યા), પણ કોઈએ આવવાની હિમ્મત ધરી નહિ. તે વખતમાં હિન્દ આવવું તે જીવતાં કબરમાં ઉતરવા જેવું કઠણ ગણાતું હતું. હિન્દની દક્ષિણે બેલગામમાં લંડન મિશન કામ કરતું હતું. ત્યાં ૧૮૨૦માં ટેલર સાહેબ (મહે. મહુર્મ રેવ. જ. વ. સ. ટેલર સાહેબના પિતાજી) કરીને એક મિશનરી સાહેબ કામ કરતા હતા. તેમના પુત્ર ટેલર સાહેબ તામિલ ભાષા શીખીને પોતાના પિતાજીને મદદ કરતા હતા. તેમને ૧૮૪૫માં ક્લાર્કસન સાહેબને મદદ આપવા મોકલવામાં આવ્યા. તેમણે વડોદરા કાંપમાં આવીને બહુજ ઉલટભેર ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો. તેઓ ગુજરાતી ભાષામાં એવા તો કાબેલ થયા કે તે ભાષાનું નાનું ને મોટું બે વ્યાકરણો લખીને તેમણે ગુજરાતી ભાષાને પુરો સંસ્કાર આપ્યો. તેઓ ગુજરાતીમાં એવા તો કવીશ્વર થયા કે ગુજરાતના ભલા ભલા કવિઓને તે કાનની બુટ્ટી પકડાવતા. તેમની ઘણીજ કવિતાઓ છે, પણ વિશેષ તેમણે ઈશ્વરસ્તુતિને અર્થે "કાવ્યાર્પણ" પ્રથમ બનાવ્યું. તેઓ કાવ્યાર્પણના મૂળ કર્ત્તા છે, અને તેનો વિશેષ ભાગ તેમણે રચેલો છે. વળી બીજા પણ ઘણા સારા અને ઉપયોગી ગ્રંથો ગુજરાતીમાં લખી તેમણે ગુજરાત પ્રાંતની મંડળી પર મહાભારત ઉપકાર કર્યો છે. લંડન મિશને જ્યારે બધો ચાર્જ આઇ. પી. મિશનને (૧૮૪૭માં) સોંપી દીધો, ત્યારે જ. વ. સ. ટેલર સાહેબ પણ આઇ. પી. મિશનમાં જોડાયા. તેમણે ચરોતરમાં રહીને પ્રભુનું ઘણું કામ કર્યું. પહેલાં તો પાદરી સાહેબો પાલખીઓમાં બેસીને ગામેગામ સાધુઓની પઠે ફરતા હતા. ઘણીવાર તેઓ પાલખીઓમાં બેસીને આંકલાવ આવતા, એમ ગીરધરભાઇએ મને કહ્યું હતું. એવી રીતે એક વાર સાહેબ પાલખીમાં બેસીને આંકલાવ આવ્યા. પાલખી સાહેબની પોતાની હતી. તેઓ હલકી કોમના માણસો પાસે તે ઉંચકાવતા. ગીરધરભાઇના ઘરમાં તે લોકો પોતાનો સામાન મૂકતા ને સાહેબ જાય ત્યાં સુધી તે મજુરો ત્યાંજ સાહેબ સાથે રહેતા. આંકલાવના પટેલ વગેરે લોકોએ ટેલર સાહેબને કહ્યું કે, "સાહેબ, જો તમારો ધર્મ તમે મોટાજ લોકોમાં ચલાવો તો સ્વામીનારાયણની પઠે તમારા ધર્મમાં બહુજ મોટા

લોકો ભળે." સાહેબે અનેક દાખલાદલીલ દઇને તેમને સમજાવ્યા, પણ તેઓ કંઇ સમજે નહિ. એ દાખલાઓમાંનો એક આ હતો કે, જો મોટાં અને જાડાં લાકડાં સળગાવવાં હોય, તો પ્રથમ પાતળી કરચો, બોથાં અને અને કચરૂં જોઇએ. તે સળગે ત્યારેજ તે મોટાંને સળગાવે, હા, થડો પણ પછી સળગી જાય. કહેવાતા મોટા લોકોને ખ્રીસ્તી કરવાની વાત પણ એવીજ છે. કુટુંબમાં બધાં મોટાંજ માણસો હોય છે શું? નાનાં છોકરાં ના હોય? તેમજ પ્રભુના કુટુંબમાં પણ બધાં જોઇએ. ખ્રીસ્તી ધર્મ બધા લોકોને માટે છે, કેમકે બધા લોકો પ્રભુનાં છોકરાં છે. "બળવંતોને લજાવવા તેણે અબળોને પસંદ કર્યાં, કુલીનોને શરમાવવા તેણે અકુલીનોને તેડ્યા છે." હા, ધાવણાં બાળકોને મ્હોડે તે સ્તુતિ પુરી કરાવશે; અને એમ પોતાનું પરાક્રમ દેખાડશે. "જ્ઞાનીઓને લજાવવા સારૂ તેણે અજ્ઞાનીઓને પસંદ કર્યાં છે," એ ખ્રીસ્તી શાસ્ત્રનો મુખ્ય મુદ્દો છે. આવા સારા ને સાદા દાખલાઓ આપીને સાહેબ લોકોને સમજાવતા હતા. જો જ્ઞાતિબંધન રાખવામાં આવ્યું હોત તો ખ્રીસ્તી ધર્મ આજે હિન્દુ ધર્મના જેવોજ હોત.

## (૪) મહીકાંઠે લંડન મિશનનું કામ

વિલ્યમ કલાર્કસન સાહેબ અને જ. વ. સ. ટેલર સાહેબ, એ બન્ને વડોદરે રહીને મહી નદીના બન્ને કાંઠે કામ કરતા હતા, પણ વિશેષ ઉત્તર કાંઠે કામ ઘણું સારૂં અને સફળ થયું, તેથી તેઓ કોઇ મોટા ગામમાં ધામ બાંધીને ત્યાં રહેવા ધારતા હતા. આખરે બોરસદ કિલ્લાબંધ મોટું જાણીને તેઓએ તે પસંદ કર્યું, ને તેમાં ખ્રીસ્તી લોકોને રહેવા માટે ઘરો બાંધવાનો ઠરાવ કર્યો. ખેડાના કલેકટર સાહેબ પાસે જમીનની માગણી કરવામાં આવી. કચેરીના કોટ બહાર એક ખાસવાડી હતી, કે જે પહેલાં પેશ્વાઇ અને ગાયકવાડી અધિકારી અમલદારોના મોજશોખ માટે બનાવેલી હતી. તે વાડી આ વખતે બગડી ગએલી અને પડતર હતી. કલેકટર સાહેબે એ વાડીની જમીન ઘણીજ રાજીખુશીથી આપી. તેને હાલ "ખાસવાડી"ને બદલે "ખાસીવાડી" કહે છે. તેમાં ઘરો બાંધવા માટે વડોદરેથી એક ખ્રીસ્તી નામે ભવાનીશંકરને મોકલવામાં આવ્યા. ૧૮૪૭માં પૂર્વ તરફ ખાઇની તેડે પ્રથમ પાંચ ઘરો બંધાયાં. તેનું કુલ ખરચ ફ્લોવર સાહેબનાં મડમ

સાહેબે મોકલ્યું હતું. તેમાંનું નાળા પરનું પહેલું ઘર તે દેવળ બંધાયા પહેલાં પ્રાર્થનાનું ઘર કહેવાતું હતું. આ ઘરોમાં વસવા માટે વડોદરેથી બે કુટુંબ (બેચરભાઇ અમરસિંગ તથા દલાભાઈ વજેસિંગ) આવ્યાં. પ્રથમ ખાસી-વાડીમાં એ બે કુટુંબમાં બાર માણસ વસતાં હતાં; તેમાં બે પુરૂષ, બે સ્ત્રી, ચાર છોકરા અને ચાર છોડીઓ હતાં. પણ પછી વધીને તેની મોટી મંડળી થઇ, જેથી બોરસદ મંડળી તે ગુજરાત તથા કાઠિયાવાડની ઘરડી મા ગણાય છે. દલાભાઇ વજેસિંગના ઘરનાં ઉમેદબા જરા ગાંડાં જેવાં હતાં. તેઓ ના બોલે તો નાજ બોલે, મુંઢમુંઢ બેસીજ રહે; પણ જો બોલે તો બબડ બબડ કરે, એ તો અમે નજરે જોયું. તેમના કુટુંબમાં પણ આગળ જતાં એવું કંઇક ગાંડપણ દૂધે ઉતરેલું જણાયું, એટલે તેમના વચેટ દીકરા બાપુભાઇ ગાંડા થઇને જતા રહ્યા; તેમનો પત્તો ના મળ્યો. તેઓ રામભાઈ દાદાભાઇની દીકરી બાઇ જીતા સાથે પરણ્યા હતા. તેઓ મારા માસ્તર પણ હતા, પરંતુ ત્યાર પછી ઘણી મુદતે તેમને ગાંડપણ દાખવ્યું, પણ પ્રભુની કૃપાથી તેમના ત્રણે ભાઇઓ (ડાહ્યાભાઈ, કાભાઇ ને આશિષભાઈ) અંત સુધી પ્રભુના કામમાં નભી રહ્યા હતા. તેમનાં છોકરાં અને છોકરાંનાં છોકરાં ત્રીજીચોથી પેઢી સુધીનાં, હાલ આપણી મધ્યે છે. તેઓ ગુજરાત તથા કાઠિયાવાડમાં ઘણાં માનવંતાં છે.

## અજુભાઈ બાપુજીનું ખ્રીસ્તી થવું

તેઓ અમીન હતા અને અમીનોનાં જે સાડાબાર ગામો ગણાય છે તેમાંના નારના રહેવાસી હતા. તેઓ નારથી વડોદરે પ્રાર્થના કરવા માટે આવજા રાખતા હતા. તેમના કુટુંબમાંથી તેમણે એકલાએજ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો, પણ જ્યારે બોરસદ ખાસીવાડીમાં ઘરો બંધાયાં ત્યારે ટેલર સાહેબે તેમને આ ખાસીવાડીમાં રહેવા આવવાનું કહ્યું. પ્રથમ તેઓ કુટુંબ સુદ્ધાં આવ્યા ખરા, પણ તેમનો એક દીકરો તેમના સસરાને ત્યાં નડીઆદમાં રહેતો હતો, કેમકે તેમના સસરાને પુત્ર (વારસ) ન હતો તેથી તેમણે જમાઇને દત્તક રાખ્યો હતો. તેને માટે અજુભાઇએ ઘણીજ મહેનત કરી અને તેને બોરસદ આણ્યો, પણ એ વાત તેમની (અજુભાઇની) વહુને ઘણી અણગમતી લાગી. એક દિવસ અજુભાઈ ખેતરમાં ગયા હતા ત્યારે તેમની વહુ એ લાગ જોઇને છોકરાને લઇને નાર નાસી ગયાં.

અજુભાઇ તેમને પાછાં તેડી લાવવા નાર ગયા, પણ ત્યાં મોટું હુલ્લડ થયું. તે વખતે તેઓ જીવના જોખમમાં હતા, પણ તેમના એક જુના મિત્ર તેમને ઉગારવા પોતાને ઘેર લઇ ગયા; પછી બારોબાર આમોદ પેટલાદ થઇને તેમને બોરસદ મોકલી દેવામાં આવ્યા, તેથી તે બચી ગયા. જે ગયાં તે ગયાંજ; ફરી પાછાં આવ્યાં નહિ. જાત, આબરૂ અને કુળનો અભિમાન કરનારાઓને દેવના રાજ્યમાં જવું કેટલું મુશ્કેલ છે, તે આ પરથી જણાય છે. નારના બીજા બે ત્રણ ઉમેદવારોએ એજ પ્રમાણે ઠોકર ખાધી. પછી અજુભાઇ દેવાણના ખ્રીસ્તી ખુશાલ ગોવિંદની છોડી નાનીબાઈ સાથે લગન કરીને કુટુંબી થયા. તે વખતમાં બીજાં ત્રણ લગ્નો થયાં હતાં, એટલે ગંગા ખુશાલનું રઘનાથ જીવાભાઇ સાથે, કંકુનું વિરા મલુક સાથે, ને પુંજીનું ગલા બાધર સાથે. તે લગ્નો તો વિલ્યમ કલાર્કસન સાહેબે કરાવ્યાં હતાં. એ લગ્નો ગુજરાતમાં પ્રથમજ હતાં. તે વખતનો કલાર્કસન સાહેબનો ઉપદેશ ધ્યાનમાં રાખવા જોગ છે. એટલે ખ્રીસ્તી લોકોએ લગ્નમાં કન્યાવિક્રય કરવો નહિ; વ્યર્થ ખરચો શક્તિ ઉપરાંત કરવા નહિ; અબળા સ્ત્રીને પુરૂષોએ મારવી નહિ; લગ્નોમાં જગતનાં ગીતો ગાવાં નહિ, ઇત્ય. પિતૃ ગીરધરભાઇ રૂપજીએ પોતાના એક ચોપડામાં આ લગ્નોની નોંધ રાખી છે. તેમાં એક આ વાત પણ છે કે, "**નાની** બેન કંકુ લઇને **ગંગાને પુંજી**, ત્યારે મોટાં ઘરો પામી." આમાં તે ચારે છોડીઓનાં નામો આવે છે, પણ જાણે બીતર ભાવાર્થ એવો રહેલો છે કે, એક નાની બેને કંકુ (લાલ રંગ) લઇને ગંગા નદીની પૂજા કરી, તેથી તે (નાની) બેનને મોટાં ઘર એટલે અમીર સાથે રહેવાનું મળ્યું.

પછી અજુભાઇ બાપુજી બોરસદથી બીજા ખેડુનો સાથે રાણીપુર રહેવા ગયા. તેમના દીકરાદીકરીઓ ને છોકરાંનાં છોકરાં હજી મંડળીમાં મોજુદ અને માનવંતાં છે. આહા! પ્રભુનું ગહન જ્ઞાન કોણ સમજી શકે? તેનાં સાર્થક તેડાં કેવાં અશોધ્ય છે!

### ગંગારામ દયાળજીનું ખ્રીસ્તી થવું

ગંગારામ દયાળજી દેવાણા (દેવાણના રહીશ) હતા. તેઓ એક પગે લંગડા હતા, તેથી લાકડાની ઘોડી બગલમાં રાખી ચાલતા હતા. જ્યારે ગામગામોતરૂં કરવું હોય કે છેટે જવું હોય ત્યારે તેઓ જીવતી ઘોડી

(ટટ્ટુ) પર બેસીને જતા. તેઓ લવાણા વેપારી હોવાથી ઘણીવાર દેવાણથી ટટ્ટુ પર તમાકુ ભરીને તે પર બેસી વડોદરે તમાકુ વેચવા જતા. વડોદરામાં દેશાઇભાઇ ખોજીદાસ નામના એક ખ્રીસ્તી ઉપદેશક સુવાર્તા પ્રગટ કરતા હતા. દૈવયોગે ગંગારામને તેમનો મિલાપ થયો, તેમની પાસેથી તેમને સુવાર્તાની ચોપડી મળી. બન્નેને ઘણીએક વાતચિત પણ થઇ. પછી દેશાઇભાઇ તેમને કાંપમાં કલાર્કસન સાહેબ પાસે તેડી લાવ્યા. ગંગારામે ખ્રીસ્તી ધર્મની વાત સ્વીકારી ખરી, પણ હજુ મનમાં ઢચુપચુ હતું. તે આ પરથી જણાય છે કે જ્યારે જ્યારે તેઓ વડોદરે સાહેબ પાસે આવે ત્યારે જનોઇ કાઢી નાખે (ઠક્કર કે લવાણા જનોઇ પહેરે છે), અને પાછા ઘેર દેવાણ જાય ત્યારે જનોઇ પહેરે!! આ વાત કોઇ પણ રીતે કલાર્કસન સાહેબના જાણવામાં આવી, ત્યારે સાહેબે દેશાઇભાઇ ખોજીદાસને દેવાણ મોકલીને આ વાતની તપાસ કરાવી. તેમણે જઇને જોયું તો ખરેખર ગંગારામે તો જનોઇ પહેરેલી. તેમણે ગંગારામને ખુબ સમજાવ્યા, તેથી ગંગારામભાઇ અને દેશાઇભાઇ દેવાણના દરબાર વગેરે જ્યાં બધા ડાયરો ભરીને બેઠા હતા તેમની વચ્ચે જઇને બેઠા. દેશાઇભાઇએ પ્રસંગોપાત વાત પણ કરી, તેથી ગંગારામભાઇએ ડાયરામાં દરબારની હજુરમાં ઉભા થઇને કહ્યું, "આજથી હું ખરો ખ્રીસ્તી થયો છું; હવે તમે મારા નહિ, ને હું તમારો નહિ." એમ ગંગારામે ખ્રીસ્તનો જાહેર સ્વીકાર કર્યો. આ ખબર દેશાઇભાઇએ વડોદરે આવીને સાહેબને કહી, તેથી સાહેબ બહુજ ખુશી થયા. આગળ પણ એકવાર દેવાણમાં જ્યારે ગોવિંદભાઇનું બાપ્તિસ્મા થયું ત્યારે વળી ગંગારામભાઇ જરા ઠોકર ખાઇ ગયા હતા, પરંતુ પછીથી તેઓ ખરા, દૃઢ ખ્રીસ્તી થયા. પછી ગંગારામભાઇ ઉઘાડી રીતે ખ્રીસ્તી થઇને બોરસદ ખાસીવાડીમાં આવીને રહ્યા, પણ તે વખતે તેઓ છડા હતા. સને ૧૮૪૮માં મુંબઇ ફ્રી ચર્ચ મિશનમાં પીટીબા નામે એક બાઇ હતાં તેમની સાથે તેમનું લગ્ન સાહેબે પોતે તેમને લઇ જઇને કરાવ્યું. તેઓ બોરસદ મંડળીમાં માનવંતા અને મુખ્ય કામદાર જેવા હતા. તેમના વડા પુત્ર રેવરન્ડ જોન ગંગારામ પણ ગુજરાત અને કાઠિયાવાડમાં ઘણા પ્રખ્યાત હતા. ગંગારામને બીજાં ત્રણ છોકરાં હતાં: ય.કૂબભાઇ, વિલ્યમભાઇ તથા રૂબીના કરીને એક દીકરી. તેઓ ગુજરાત

કાઠિયાવાડમાં પ્રખ્યાત થઇ ગયાં. તેમનાં છોકરાંનાં છોકરાં પણ આજે આપણી મંડળીઓમાં છે.

ખાસીવાડીમાં જેમ જેમ કુટુંબોની વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ ઘરોની વૃદ્ધિ પણ થતી ગઇ. તેમાં વસનાર કુટુંબોના પણ એક વાર અજાયબ જેવા આંકડા આવ્યા હતા, એટલે સને ૧૮૪૯માં ખાસીવાડીમાં બધાં મળીને ૯ કુટુંબ હતાં. તે નવે નવ ગામનાં હતાં. તેમાં ૯ પુરૂષ, ૯ સ્ત્રીઓ, ૯ છોકરા અને ૯ છોડીઓ (૩૬ જણ) હતાં. આહા! કેવા અજાયબ આંકડા! આ નવનું નવ નેજાદળ (નવ નિશાનવાળું લશ્કર) બન્યું. નવ નેજા (ધજા)વાળું લશ્કર તે પૂર્ણ બળવાન સૈન્ય ગણાય છે. આ નવ નેજાદળે તો આખું ગુજરાત ને કાઠિયાવાડ ભરી કાઢ્યું, અને શેતાનનું રાજ્ય જીતી લીધું.

## (૫) બોરસદમાં મિશનસ્થાપના

તે વખતમાં છોડીઓનું પ્રથમ મિશન દેવાણમાં ક્લાર્કસન સાહેબ પાસે, અને છોકરાઓનું મિશન બોરસદમાં જ. વ. સ. ટેલર સાહેબ પાસે હતું. બોરસદમાં હજુ (૧૮૫૦) સુધી દેવળ કે બંગલો કંઇ ન હતું. જ. વ. સ. ટેલર સાહેબ કચેરી પાસેના (હાલની સરકારી ઇસ્પીતાલ સામે) દરવાજા પરના ધાબામાં રહેતા હતા, અને પ્રાર્થના પણ એજ દરવાજા પર થતી હતી, કેમકે ત્યાં સુધી ઘરો પુરાં થયાં ન હતાં. એકવાર એજ દરવાજાના મેડા પર પ્રભુભોજન (બોરસદમાં પહેલવહેલું) થયું હતું. તે વખતે પ્રભુ-ભોજનમાં બેસનાર માત્ર ત્રણજ સભાસદ હતા! (બેચરભાઇ અમરસિંગ, દલાભાઇ વજેસિંગ અને દેશાઇભ.ઇ ખોજીદાસ). એ અરસામાં બોરસદ મધ્યે સાર્વજનિક ભોગવટા વિષે ભારે ગરબડ થઇ. તે વખતે ખ્રીસ્તીઓ વાવે પાણી ભરતા અને સુતાર, લુહાર, દરજી, મોચી, હજામ ઇત્યાદિ કારીગરો પાસે કામ કરાવતા તે ગામના નગરશેઠ વગેરે જણોએ મળીને બંધ કરાવ્યું, અને ઠરાવ કર્યો કે ખ્રીસ્તી લોકોનું કામ પૈસા લઇને પણ જો કોઈ કરે તો તેનો એકાવન રૂપિયા રોકડો દંડ કરવો. એવામાં ખ્રીસ્તી ખેડૂત ગંભીરભાઇ ગુલાબભાઇ તથા અજુભાઇ બાપુજી વિગેરે ખ્રીસ્તીઓ પોતાનાં ખેતીનાં ઓજાર દુરસ્ત કરાવવા ગામમાં ગયા, તેમને લોકોએ માર્યા. તેથી જ. વ. સ. ટેલર સાહેબે સરકારમાં કલેકટરને અરજી કરી, ત્યારે

સરકારે કામ ચલાવીને નગરશેઠને નવ માસની સખત કેદ કરી, અને બીજા જે એ કામમાં સામેલ હતા ને મારનાર હતા તેમને તેમના ગુન્હાના પ્રમાણમાં દંડ તથા કેદની સજા કરી. પછી સરકારે નીચે મુજબ સર્ક્યુલર કાઢીને ફેંસલો આપ્યો કે, "ગામમાં જે સાર્વજનિક તળાવ, કુવા, વાવ, હવાડા વગેરે છે તેમાં ખ્રીસ્તીઓ પણ હકદાર છે. મુસલમાનો જે હકનો ભોગવટો કરતા હોય તેવો ભોગવટો ખ્રીસ્તીઓ પણ કરશે, કેમકે મુસલમાનોમાં સર્વ જાતના લોકો સમાય છે છતાં તેઓ સાર્વજનિક હક ભોગવે છે, તો ખ્રીસ્તીઓ શા માટે ના ભોગવે?" એ ફેંસલાથી આજ સુધી, ને હમેશાં ખ્રીસ્તીઓ મુસલમાનોના જેટલોજ હક ભોગવે છે અને ભોગવશે.

પછી ખાસીવાડીની પૂર્વ દિશાનું ખેતર રાખીને તેમાં જ. વ. સ. ટેલર સાહેબે દેવળ બંધાવ્યું. તેનો અંદર જવાનો દરવાજો પૂર્વ દિશામાં હતો, અને ઉપદેશ કરવાનું આસન પશ્ચિમે હતું. ત્યાર પછી માર્ગ મૂકીને સાહેબે બીજું ખેતર રાખ્યું, અને તેમાં બંગલો બંધાવ્યો. એમ બોરસદમાં લંડન મિશનની પૂર્ણ સ્થાપના થઇ. આ મંડળી ગુજરાત કાઠિયાવાડની મંડળીઓની માતુશ્રી સમાન હતી. તેમાંથી રાણીપુર, વેલેસપુર અને આણંદ, બ્રુકહિલ, નડિયાદ વગેરે શાખામંડળીઓ થઇ. સને ૧૮૫૨-૫૩માં બોરસદ મંડળીની સંખ્યા ૧૫૦ ઉપરાંતની હતી. ત્યારથી દ્રાક્ષવેલની પેઠે તે વધતી ને વધતીજ ગઇ.

જ્યારે બોરસદ, દેવાણ અને જંબુસરમાં બંગલા બંધાયા, ત્યારે વડોદરા કાંપનો બંગલો અને કમ્પાઉન્ડ કોઇ યુરેઝિયનને વેચી દેવામાં આવ્યાં; લંડન મિશને ત્યાંથી મુકામ ઉપાડી લીધો, અને બોરસદ, દેવાણ ને જંબુસરમાં કામ કરવા માંડયું. તોપણ વડોદરે કોઇ કોઇ સ્થાયી ખ્રીસ્તીઓ હતા, તેમની ખબર લેવા વારંવાર જાઆવ કરવું પડતું હતું. ત્યાંના ખ્રીસ્તીઓ પાસેથી જે ઉઘરાણાં મળતાં તે મહેરબાન રેસિડેન્ટ સાહેબ અને મિ. આન્તુન વિગેરે બાર મહિને ઉઘરાવી લાવતા. એવાં ઉઘરાણાં લેવા ચોપડો લઇને એકવાર મને તથા નરોત્તમદાસ ત્રીકમદાસને મોકલવામાં આવ્યા હતા. નરોત્તમદાસ તો ત્યાંજ રહીને મહિનોભર કામ કરતા હતા. તેમની મદદ કરવા કોઈ કોઈવાર રે સાહેબ અને જ. વ. સ. ટેલર સાહેબ મને મોકલતા હતા. ૧૮૭૨માં હું ત્યાં હતો, એવામાં મેથોડિસ્ટ

મિશનના સાહેબ મુંબઇથી વડોદરા કાંપમાં આવ્યા, અને જ. વ. સ. ટેલર સાહેબ પણ વડોદરે આવ્યા. તેઓએ અરસપરસ એવી ગોઠવણ કરી કે મેથોડિસ્ટ મિશન વડોદરે રહીને કામ કરે; એટલે મહી નદીના દક્ષિણ કાંઠે મેથોડિસ્ટ મિશન કામ કરે, અને ઉત્તર કાંઠા સુધી આઇ. પી. મિશન કામ કરે. ટેલર સાહેબના કહેવાથી એ ઠરાવ મેં જાણ્યો, કેમકે મને ટેલર સાહેબ બોરસદ પાછો તેડવા આવ્યા, પણ નરોત્તમદાસને તો મેથોડિસ્ટ મિશનને મદદ કરવા વડોદરેજ રાખવામાં આવ્યા. નરોત્તમદાસ આખર સુધી ત્યાં રહ્યા, તેમને લીધે તેમના દીકરાઓ પણ ત્યાંજ કામે લાગ્યા અને હજી છે, પણ અમારી બહેન અચરતબા ( ગીરધરભાઇની દીકરી ) તો મરતાં સુધી બોરસદજ રહ્યાં. નરોત્તમદાસ વડોદરેથી બોરસદ આવજા રાખતા હતા; ત્યાર પછી મને શીવા બાજી ( મારા મહેતાજી )ની પાસે નડીઆદ મોકલવામાં આવ્યો.

## દેવાણ

મહી નદીના મુખથી થોડેક છેટે નદીના પહોળા પટ પર દેવાણ ગામ આવેલું છે. ગામની પાસે થોડીક ખરાબાની જમીન પડેલી હતી, તે કલાર્કસન સાહેબે ઠાકોર સાહેબ પાસેથી વેચાતી રાખી. તેનાં કોતરડાં વગેરે ખાડાખરાબાઓ પુરાવી તેમાં સને ૧૮૪૮માં સાહેબે બંગલો તથા ઘરો બંધાવ્યાં, વળી કુવો પણ કરાવ્યો. તેનું ખરચ આસરે રૂ. ૫,૦૦૦ ઉપરાંત થયું. ગંગારામભાઇ બોરસદ રહેવા ગયા અને તેમના ઘરમાં દેશાઇભાઇ ખોજીદાસ રહ્યા. મંડળીમાં હલકી કોમના (શુદ્ર) લોકો આવ્યા, તેથી ગામના લોકોને ફાવ્યું નહિ (તેઓ ખસી રહ્યા). તેઓ ગુસ્સે ભરાઇ ખ્રીસ્તીઓને અને ખુદ સાહેબને પણ દુઃખ દેવા લાગ્યા. દેવાણના દોંગા લોકો સાહેબના બંગલામાંથી ચોરી કરીને રૂ. ૨૦૦ નગદ લઇ ગયા. તેમને પજવવા માટે રાત્રે ઘરો પર, અને બંગલા પર પણ પત્થરો, ઇંટો વગેરે તેઓ નાખવા લાગ્યા. સાહેબે સરકાર હથુ તેનો બંદોબસ્ત કરાવ્યો ખરો, પણ વળી એ અરસામાં એક ખૂન થયું. દેવાણ ઠાકોરના પીતરાઇ ભાઇઓમાંથી એક અદેસિંગ કરીને હતો, તે ખ્રીસ્તી થયો. તે દેશાઇભાઇની જોડે ગંગારામના ઘરમાં રહેતો હતો; અને દેશાઇભાઇની જોડે મદદગાર તરીકે ગામડાં વગેરેમાં ફરતો હતો. એક દિવસે તે દેશાઇભાઇની સાથે

બોરસદ આવ્યો હતો, તેજ દિવસે સાંજે તેઓ બન્ને દેવાણ પાછા ગયા, રસ્તે તાપને લીધે દેશાઈભાઇએ પોતાનો ડગલો અદેસિંગને પહેરવા આપ્યો. તેની સુરવાળ પણ દેશાઇભાઇએ પહેરી, ને પોતાનું ધોતિયું તેને પહેરવા આપ્યું. આમાં કંઇ દેશાઇભાઇનો દગો ન હતો, પણ રસ્તે સુરવાળથી ઠીક ચલાય, ને જો ફાવે તો પોતે પણ સુરવાળ સીવડાવે એવી અજમાયશ કરવા તેમણે સુરવાળ પહેરી. એ વાત ખેડાની મુસાફરીએ જતાં રસ્તે દેશાઈભાઇએ પોતે મને કહી હતી.

### દેશાઈભાઈ બચ્યા, અને અદેસિંગ માર્યા ગયા

તેઓ દેવાણ ગામને પાદરે આવ્યા ત્યારે રાત પડવા આવી હતી. દેશાઇભાઇએ અદેસિંગને કહ્યું, "તમે ઘેર જાઓ, અને દીવાબત્તી કરીને નાહવાનું પાણી ઉનું કરો એટલામાં હું બંગલે સાહેબને મળીને આવું છું." એમ કહી દેશાઇભાઈ સાહેબ પાસે ગયા ને અદેસિંગ ગંગારામને ઘેર ગામમાં ગયા. બારણું ઉઘાડીને માંહે પેસવા જાય છે એટલામાં પાછળ તાકી રહેલા દુષ્ટ માણસે તેમને તરવારનો ઝટકો માર્યો ને બન્ને પગોની ઘોરી નસો કાપી નાખી. ખૂની નાસી ગયો. અદેસિંગે બૂમ પાડી કે, અરે તારૂં ભલું થાય, મને શું કરવા માર્યો! મારનારનો વિચાર તો દેશાઈભાઇને મારવાનો હતો, પણ લુગડાં બદલાયાના કારણથી દેશાઇભાઇ બચી ગયા અને અદેસિંગ માર્યો ગયો. રાતોરાત અદેસિંગને ખાટલામાં નાખી બોરસદ હૉસ્પિતાલમાં લાવવામાં આવ્યો. ડોકટરે ટેભા તો ભર્યા ખરા, પણ બન્ને પગોની ઘોરી નસો કપાઈ ગઇ હતી, અને લોહી બહુજ વહી ગયું હતું. વળી જે દુષ્ટ માણસે ઝટકો માર્યો હતો તેણે તે તરવારને થોરિયાનું દુધ પાએલું હતું, કે જેથી ઘા રૂઝાયજ નહિ, અને ટેભો પણ ટકે નહિ. રીબી રીબીને મરી જાય એવી યુક્તિ તેણે કરી હતી. આ બિચારો અદેસિંગ એ ત્રણ દિવસ જીવીને મરણ પામ્યો. પછી દેશાઈભાઇને પણ સાહેબે બોરસદ રહેવા મોકલી દીધા કે એમને કંઈ નુકસાન ના થાય, કેમકે ઠાકોરના બીજા પીતરાઈ ભાઇઓ દેશાઈભાઇની વિરૂદ્ધમાં હતા.

દેવાણમાં કલાર્કસન સાહેબ વારંવાર માંદા પડતા હતા, તેથી દેવાણથી વારંવાર તેમને મુંબઇ, સુરત, વડોદરા, ખંભાત જવું પડતું હતું, એથી છેવટ ૧૮૪૯માં તે લંડન ગયા. એ કારણને લીધે બંને સ્ટેશનો

જ. વ. સ. ટેલર સાહેબને સંભાળવાં પડતાં હતાં. મહે. કલાર્કસન સાહેબે સ્વદેશ જઇને બહુજ ઉપયોગી પુસ્તકો લખ્યાં. તેઓ ૧૮૫૧ની સાલમાં પાછા ગુજરાતમાં આવ્યા; અને પોતાની સાથે એક મિશનેરી ફાર્બ્સ સાહેબને કુટુંબ સુદ્ધાં લેતા આવ્યા. કલાર્કસન સાહેબ જ્યારે સ્વદેશથી પાછા આવ્યા ત્યારે દેવાણની મંડળીમાં ૩૪ માણસ હતાં, અને બોરસદની મંડળીમાં ૯૬ હતાં. એ વખતમાં બેચરભાઇ અમરસિંગના ઘરમાં જે પહેલવહેલી દીકરી જન્મી તેનું નામ કલાર્કસન સાહેબે 'પહેલીબાઇ' રાખ્યું, અને વિરા મલુકની દીકરીનું નામ 'પ્રથમબાઇ' રાખ્યું; કેમકે ખ્રીસ્તીઓમાં એ બે દીકરીઓ પ્રથમજ જન્મી હતી. કલાર્કસન સાહેબે પ્રથમનાં ખ્રીસ્તીઓને સલાહ આપી કે, તમારાં છોકરાંનાં નામ અર્થદર્શક રાખજો, અને વિશેષ કરીને શાસ્ત્રમાંનાં નામ રાખજો. હિન્દુ લોકોનાં નામ તમારે તમારાં છોકરાંને આપવાંજ નહિ, તેમ પરદેશી અજાણ્યાં નામ પણ તમારે કદી રાખવાંજ નહિ. પણ જુઓ આજે ખ્રીસ્તી છોકરાછોડીઓનાં નામ માવિતર કેવાં મોટાં મોટાં રાખે છે. વળી કેટલાક તો પોતાનું મહત્ત્વ દર્શાવવા જુની શાખો અને અટકો જેવી કે દેશાઇ, સોલંકી, વાઘેલા, પટેલ, પરમાર, રાઠોડ, ચોહાણ, જોશી, પંડ્યા, મહેતા, વ્યાસ વગેરે રાખે છે. એ કોણ નથી જાણતું! ખ્રીસ્તીને અને આ શાખોને શો સંબંધ છે? "ખ્રીસ્તી" એ શાખ કેટલી શિરોમણી છે!

વહાલા કલાર્કસન સાહેબ ફરી બે વર્ષ રહીને ૧૮૫૪માં પાછા સ્વદેશ ગયા. જતી વખતે તેઓ ગુજરાતને છેલ્લી સલામ કરી ગયા, અને પાછા આવ્યાજ નહિ. ગુજરાતમાં પ્રથમ મંડળીના સ્થાપક અને પાળક વહાલા કલાર્કસન સાહેબ હમેશને માટે પોતાની વહાલી બાળમંડળીને મૂકીને ગયા, તેથી તેમને તથા બાળસમાન મંડળીને ભારે દુઃખ લાગ્યું. લોકો રડતા ને કલ્પાંત કરતા સાહેબની પાછળ પાછળ દોડતા જતા. સાહેબ છાંયડો જોઇ ઝાડ તળે ઉભા રહીને તેમને દિલાસો દેતા હતા ને હળીમળીને વિદાય થતા કે લોકો પોકરાણ કરી ફરી વાંસે વાંસે જતા. વહાલી મંડળીને મૂકીને જતાં સાહેબના પગ ઉપડતા નહોતા. વળી થોડેક જઇ તેઓ ઉભા રહેતા અને લોકોને દિલાસો ને હિમ્મતનાં વચન કહેતા. અરે આ પ્રીતિ કેવી! આ સંબંધ કેવો!! માવિતર ને છોરૂના જેવો!!! ખરેખર આ બીના

વાંચીને આપણી આંખમાં પણ આંસુડાં વહી જાય છે. આંસુનાં ઝળઝળીયાં આગળ મારાથી પણ લખાતું નથી. માબાપ અને છોરૂના જેવીજ ગાઢી પ્રીતિ પહેલાંના પાદરીઓની હતી. ગીરધરભાઇએ પોતે મને આ વાત કરેલી કે, અમે ઘરડા ને મોટી ઉમરના હતા, તોપણ છોકરાં ને સ્ત્રીઓની પેઠે અમે પોકેપોક રોતા હતા. કલાર્કસન સાહેબના ઘણા પત્રો ગીરધરભાઇ પર આવતા, તે મને રવિવારે વાંચવા આપતા. હું ગીરધરભાઇને તે વાંચી સંભળાવતો, કેમકે ૧૮૭૦ ને ૭૧ની સાલમાં હું તેમને ઘેર રહેતો હતો (સાહેબના હુકમથી). હવે જ્યારે વિદાયગીરીવખતે ઘરડાં માણસ રડે ત્યારે છોકરાછોડીઓ રડે એમાં શી નવાઇ? કેમકે છોકરાછોડીઓને તો તેઓએ ખોળામાં રમાડેલાં, અને સારાં ફળ ને મીઠાઇમેવો જમાડેલાં. અહા! ધર્મ ને પ્રેમ, હા, નિખાલસ ને નિષ્કપટ પ્રીતિ તો આનું નામ! એમના ગયા પછી એમની જગાએ જ. વ. સ. ટેલર સાહેબ રહ્યા, તેથી આ બાળમંડળીને મોટી હિમ્મત તથા મોટો દિલાસો મળ્યો હતો; કેમકે તેઓ પણ મંડળી પર માતપિતાતુલ્ય પ્રીતિ ને માયા રાખતા હતા.

## બોરસદ મંડળીની વૃદ્ધિ

સને ૧૮૫૪માં વઢવાણથી વાલજીભાઇ બેચરદાસ (વાણીયા) ખ્રીસ્તી થયા. તેઓ બંગલા પાસેના નિશાળમાં રહેતા હતા. દેશાઇભાઇ ખોજીદાસની દીકરી બાઇ જીતા સાથે તેમણે લગ્ન કર્યાં હતાં. તેઓ બોરસદ મંડળીમાં મુખ્ય કામદાર જેવા હતા. ઘણાં વર્ષ સુધી બોરસદ અને તેની શાખામંડળીઓ (ખઢાણા, પોરડા, આણંદ, દેવાણ વગેરે)માં ફરીને તેઓ કામ કરતા હતા. તેઓ કવિ ને પંડિત પણ લેખાતા હતા. તેમણે દાઉદના ગીતશાસ્ત્રનું પુસ્તક દેશી રાગોમાં બનાવ્યું; અને આત્મબોધ તથા કમિટીયાનાં બીજાં કેટલાંક પુસ્તકોના પલટાણ જેવું કર્યું; વળી નાનકપંથીઓના સાહેબગ્રંથનો પણ કંઇક ભાગ ગુજરાતીમાં ટીકા સાથે કર્યો, ઇત્યાદિ. તેમના મરણ પછી ઝાકલા (ટીંબી)વાળો બંગલો ને જમીન તેમજ દેવળની પૂર્વેનો બંગલો, વાડી ને જમીન એ બધું હેન્ડરસન સાહેબે મિશનને માટે ખરીદી લીધું. હાલ ઝનાના મિશનની ઇસ્પીતાલ જે મિસ ડોકટર રોબર્ટ્સનના સ્મરણાર્થે બંધાએલી છે તેજ વાલજી બેચરનાં વારસો વેચી નાખીને બધાં બોરસદથી જતાં રહ્યાં.

સને ૧૮૫૫માં કાનમના (ભરૂચના) ઇટોલા ગામથી ભાઇજીભાઇ ખુશાલભાઇ ખ્રીસ્તી થયા. તેમની સાથે તેમના બે પીતરાઇ ભાઇઓ પણ ખ્રીસ્તી થયા. તેમાંના એકનું નામ રાઇજીભાઇ, તથા બીજાનું નામ અમેદાભાઇ હતું. એ ત્રણે ભાઇઓ કુંવારા આવ્યા. જ. વ. સ. ટેલર સાહેબે મંડળીના મોટા કામદારો તથા કુટુંબના મુખ્ય પુરૂષોને બોલાવીને કહ્યું કે, મંડળીમાં જે જે પુરૂષો કુંવારા છે તથા જે જે પરણવા લાયક જુવાનો છે તેઓનાં જે જે છોડીઓ પરણવા લાયક ઉમરની છે તેઓની સાથે લગ્ન થઇ જવાં જોઇએ, કે મંડળીમાં કંઈ ભુંડું ના થાય, ને શેતાન ફાવી ના જાય; કેમકે લગ્ન માનયોગ્ય, અને બીછાનું નિર્મળ, એટલે કોઇને કંઇ કલંક ના લાગે. એ સૂચના પ્રમાણે પિતૃઓએ ઢીલ વગર કર્યું; એટલે વાલજી બેચરદાસનું લગ્ન દેશાઇભાઇની દીકરી જીતાબા જોડે, ભાઇજી ખુશાલનું લગ્ન બેચરભાઇ અમરસિંગની દીકરી જોડે, રાયજીભાઇનું લગ્ન સમજુના દીકરી વેરે, નરોત્તમદાસ ત્રીકમદાસનું લગ્ન ગીરધરભાઇના દીકરી બાઇ અચરતબાની જોડે, અને રામદાસ ધનજીભાઇનું લગ્ન ફુલબા જોડે થયું. એવી રીતે આગળ પાછળ પણ લગ્નો કરી કરાવીને તેઓ કુટુંબી થયાં. એમ ખાસીવાડીમાં કુટુંબો વધવા લાગ્યાં. સને ૧૮૫૬માં સાળવી (ભાવસાર) ઇશ્વરદાસ વણારસી ને તેમના ઘરનાં જોઇતીબા એ બોરસદના સાળવીવાડામાં ખ્રીસ્તી થયાં. રામદાસ ધનજીભાઇ પણ સાળવી કોમના હતા. એ બે કુટુંબ નવે નામે થયાં. એમ પ્રભુ નિત્ય પોતાની મંડળીમાં માણસો મેળવતો હતો તેથી મંડળીની વૃદ્ધિ થતી ગઇ. ઇશ્વરદાસ વણારસી હમેશાં ગામમાંજ રહેતા હતા. તે રવિવારે કુટુંબ સાથે પ્રાર્થનામાં મંદિરે આવતા, પણ દરરોજ સવારે પ્રાર્થના થતી તેમાં તેઓ એકલા બાઈ આન્નાની પેઠે હમેશાં હાજર રહેતા. અમે મિશનના છોકરા રોજ સવારે પ્રાર્થનામાં જતા ત્યારે ઈશ્વરદાસ અમારી આગળ આવીને બેઠેલા જોવામાં આવતા, એ મેં મારી નજરે જોએલું છે.

સને ૧૮૫૬માં જ. વ. સ. ટેલર સાહેબનાં મડમ સાહેબ મંદવાડથી બહુજ નબળાં થઇ ગયાં હતાં, તેથી સાહેબ તેમને લઇને ઈંગ્લાંડ ગયા (કેમકે તેઓ ઈંગ્લાંડના હતા). જતી વખતે મડમ સાહેબના પ્યારને લીધે જેમ છોકરાં સગી માના વિયોગથી રડે ને કલ્પાંત કરે તેમ આખી

મંડળીનાં નાનાં ને મોટાં રડારોળ કરતાં હતાં, કેમકે તેઓ મંડળીનાં નાનાં-મોટાંને પોતાનાં છોકરાંની પેઠે ચહાતાં ને ગણતાં હતાં ને માડીના જેવું હેત રાખતાં હતાં. "મારાં છોકરાં, મારા દીકરા દીકરી" એમ કહીનેજ તેઓ બોલાવતાં હતાં. તે વખતનાં બધાં નાનાંમોટાં કહેતાં કે, "એવાં માયાળુ કોઇ મડમ થયાં નથી, ને થવાનાં પણ નથી." અરેરે, શી દુ:ખની વાત કે, તેઓ સ્વદેશ જઇને થોડા વખતમાંજ મંડળીને તથા પોતાના વહાલા પતિને મૂકી સ્વર્ગવાસી થયાં. જુનાં ઘરડાંઓ પોતાના મરણ સુધી તેમને સંભારતાં હતાં.

## દેવાણમાં રામભાઈ દાદાભાઈનું ખ્રીસ્તી થવું

સને ૧૮૫૯માં દેવાણ ઠાકોરના પીતરાઇભાઇ નામે રામભાઇ દાદા-ભાઇ ખ્રીસ્તી થયા. તેમને બે સ્ત્રીઓ હતી. ખ્રીસ્તી શાસ્ત્ર મુજબ એકજ સ્ત્રી રખાય, માટે સાહેબે તેમને સમજાવ્યા કે, પરણેતરને રાખો ને બીજીને રજા આપો. માટે તેમણે જમનાને તથા તેમના દીકરા લક્ષ્મણસિંગને પોતાને ઘેર પાછાં દેવાણ મોકલી દીધાં અને ઉજમબાને તથા તેમના પેટનાં છોકરાંને પોતાની પાસે બોરસદ રાખ્યાં. તેમને ખોડભાઇ નામે એક મોટો દીકરો અને બે દીકરીઓ, એમ ત્રણ છોકરાં હતાં. રામભાઈ જ્યારે દેવાણમાં હતા ત્યારે તેઓ ખ્રીસ્તી ધર્મ પર બહુજ દ્વેષ રાખતા હતા, અને ખ્રીસ્તીઓના કટ્ટા દુશ્મન હતા. દેશાઈભાઇને મારવા માટે તેમણેજ મારો મોકલ્યો હતો. તેમાં આપણે પાછળ જોયું કે દેશાઈભાઇ બચી ગયા ને તેમનોજ પીતરાઇ ભાઇ અદેસિંગ માર્યો ગયો. જેમ પાઉલ સ્તેફનને મારવા મરાવવામાં સામેલ હતો, તેમ રામભાઇ આ ખૂનમાં સામેલ હતા. આ વાતનો રામભાઇને બહુજ પસ્તાવો થયો કે આ તો મેં બહુજ મોટું પાપ કર્યું, અને હિન્દુ ધર્મ કે બીજા કોઈથી આ મારૂં પાપ માફ થશે નહિ. ખ્રીસ્તી ધર્મ વિષે તેમણે ઘણું સાંભળેલું હતું, માટે ખ્રીસ્ત ઇસુને શરણે ગયા વગર આ પાપની માફી થશેજ નહિ એવું ખાતરીપૂર્વક જાણીને તેઓ ટેલર સાહેબ પાસે બોરસદ આવ્યા, અને સાહેબને બધી બીના જણાવી તથા ખ્રીસ્તી થવાનું પોતાનું મન બતાવ્યું અને ખ્રીસ્તી થયા. જેમ શાઉલ વાઘનો વેશ બદલી ઘેટું થયો તેમ રામભાઈ દાદાભાઇ પણ વાઘ મટીને લવારૂં થયા. એમ અણધારી રીતે પ્રભુ અજાયબ કામ

કરે છે તે કોણ કળી શકે? રામભાઇ પોતે એકલાજ નહિ પણ તેમના કુટુંબનાં પાંચ માણસ પણ ખ્રીસ્તી થયાં. વળી બીજા એક કુટુંબને એટલે બાજીભાઇ દેવાણના કુટુંબને પણ તે સાથે લેતા આવ્યા. આ બાજીભાઈનાં સ્ત્રી જ્ઞાનબા હતાં. તે ઘણાં વર્ષ જીવીને બોરસદમાં મરી ગયાં. તેમના દીકરા રોબર્ટ બાજીભાઈ બનસિંગ દાવલાની દીકરી બાઇ ચંદા સાથે પરણ્યા હતા. તેમને બ્રુકહિલમાં ખેતીકામ કરવા મોકલેલા હતા. તેમનું કુટુંબ હાલ મોટું ને માનવંત છે.

સને ૧૮૬૦માં બોરસદ મંડળીનું વસ્તીપત્રક આ પ્રમાણે હતું: વડોદરા કાંપમાં જે ખ્રીસ્તી મંડળી હતી તેનું વસ્તીપત્રક પણ પાછળ આપેલું છે, પણ તેમાંનાં આઠ કુટુંબ બોરસદ આવી રહ્યાં, માટે તેમને બોરસદ મંડળીની સંખ્યામાં ગણી લીધેલાં છે.

| નંબર | નામ | ગામ | સંખ્યા |
|---|---|---|---|
| ૧. | બેચરભાઈ અમરસિંગ | અણધડ | ૭ |
| ૨. | દલાભાઇ વજેસિંગ | ઢુંઢીઆપરું | ૭ |
| ૩. | દેશાઇભાઇ ખોજીદાસ | સીસવા | ૪ |
| ૪. | અજુભાઇ બાપુજી | નાર | ૧ |
| ૫. | ગીરધરભાઈ રૂપજી | આંકલાવ | ૩ |
| ૬. | કુબેરભાઈ જીવણભાઇ | કાનવાડી | ૪ |
| ૭. | ગંગારામ દયાળજી | દેવાણ | ૨ |
| ૮. | ગંભીરભાઇ ગુલાબભાઇ | બેટાસી | ૩ |
| | | | ૩૧ |

એ આઠ કુટુંબો બોરસદ આવ્યાં, અને બીજાં વડોદરે રહ્યાં, એટલે હવે બોરસદની ખાસીવાડીમાં એ સિવાય જે બીજાં કુટુંબો આવ્યાં, તે નીચે પ્રમાણે:—

| નંબર | નામ | ગામ | સંખ્યા |
|---|---|---|---|
| ૧–૮. | ઉપરનાં નામ ગામવાર લખેલાં છે તે | | ૩૧ |
| ૯. | કહાનદાસ વિરસિંગ | બોરસદ | ૨ |
| ૧૦. | બેચરભાઇ નારભાઇ | ,, | ૪ |

| નંબર | નામ | ગામ | સંખ્યા |
|---|---|---|---|
| ૧૧. | ભગવાનભાઈ ગોબરભાઈ | બોરસદ | ૬ |
| ૧૨. | રઘનાથભાઇ જીવાભાઇ | ,, | ૩ |
| ૧૩. | બાજીભાઇ જીવાભાઇ | ,, | ૨ |
| ૧૪. | ગલસિંગ બાઘરભાઇ | ,, | ૩ |
| ૧૫. | અમૃતબા (કાળીદાસની વિધવા) | ,, | ૧ |
| ૧૬. | સમજુબા | ,, | ૧ |
| ૧૭. | વિરાભાઇ મલુકભાઇ | ,, | ૬ |
| ૧૮. | દાજીભાઇ કાળીદાસ | ,, | ૩ |
| ૧૯. | સરદારભાઇ | ,, | ૪ |
| ૨૦. | રામદાસ ધનજીભાઇ | ગોરવા | ૪ |
| ૨૧. | ઇશ્વરદાસ વણારસી | બોરસદ | ૮ |
| ૨૨. | નાથાભાઈ બાજીભાઇ | ,, | ૪ |
| ૨૩. | શીવલાલ બાજીભાઇ | ,, | ૩ |
| ૨૪. | ગબડભાઇ બાજીભાઈ | ,, | ૩ |
| ૨૫. | શંકરભાઇ કાભાઇ | ,, | ૩ |
| ૨૬. | પરશોત્તમ છનાભાઇ | આસોદર | ૪ |
| ૨૭. | ફકીરભાઇ પરશોત્તમ | ,, | ૫ |
| ૨૮. | ખોડાભાઈ પરશોત્તમ | ,, | ૬ |
| ૨૯. | બાઈ વહાલી કુબેર | ગોરવા | ૨ |
| ૩૦. | ગોવિંદ ખુશાલ | ,, | ૩ |
| ૩૧. | ત્રીકમ ઉકાભાઇ | નાવલી | ૬ |
| ૩૨. | લાલાભાઈ | ,, | ૩ |
| ૩૩. | પરશોત્તમભાઈ | ,, | ૫ |
| ૩૪. | માનબાઈ (વિધવા) | ,, | ૫ |
| ૩૫. | કરશન દલાભાઈ | ,, | ૪ |
| ૩૬. | વાલજીભાઈ બેચરદાસ | વઢવાણ | ૪ |
| ૩૭. | ભાઇજીભાઈ ખુશાલભાઈ | ઇટોલા | ૩ |
| ૩૮. | રાઇજીભાઈ ભાઇજીભાઈ | ,, | ૩ |

| નંબર | નામ | ગામ | સંખ્યા |
|---|---|---|---|
| ૩૯. | કાળીદાસ બેચરભાઈ | અણધડ | ૪ |
| ૪૦. | રામભાઈ દાદાભાઈ | દેવાણ | ૬ |
| ૪૧. | બાજીભાઈ જીવાભાઈ | ,, | ૨ |
| ૪૨. | ખીમચંદભાઈ નથુભાઈ | ધોળકા | ૨ |
| ૪૩. | એલીશા મૂતૂ (મોતીભાઈ) | બેલગામ | ૨ |
| ૪૪. | નરોત્તમદાસ ત્રીકમદાસ | સુરત | ૪ |
| ૪૫. | કાભાઇ દલાભાઈ | ઢુંઢીયાપરા | ૩ |
| ૪૬. | ખીમાભાઈ જીવાજી | અમદાવાદ | ૩ |
| ૪૭. | છગનલાલ ભગવાનદાસ | ચલોડા | ૪ |
| ૪૮. | બીજલભાઈ નરશીભાઈ | ,, | ૭ |
| ૪૯. | આશારામ બાવો | ,, | ૧ |
| ૫૦. | રણછોડભાઈ રાઘવભાઈ | આણંદ | ૫ |
| એ ઉપરાંત ગામડાંમાંથી બીજાં ૧૦ પ્રાર્થનામાં આવતાં | | | ૧૦ |
| | | | ૧૯૭ |

આ બોરસદ મંડળી ધરૂવાડિયારૂપ હતી. તેમાંથી ધરૂ લઇને ખેતર કે ક્યારીરૂપ રાણીપુર, વાલેસપુર, આણંદ, બ્રુકહિલ, ભાલેજ વિગેરેમાં રોપાણ કરવામાં આવ્યું, તે વધીને આજે ગુજરાત કાઠિયાવાડ પાકથી લળી પડયું છે. તે ૫૦–૬૦ વર્ષ ઉપરનો કોઇ વૃદ્ધ પિતૃ આવીને જુએ તો આ ખાસીવાડી છે, એવું તે મુશ્કેલીએજ માને.

## (૬) આઇ. પી. મહીકાંઠા મિશન

### બોરસદ, દેવાણ અને જંબુસર

હવે લંડન મિશનથી કોઇ નવો મિશનેરી આવે એવી આશા નહોતી. એટલામાં મહે. કાર્બેલ્ડ સાહેબને સ્વદેશ જવાનો વખત પણ નજીક આવ્યો હતો. મહે. જ. વ. સ. ટેલર સાહેબ સ્વદેશથી પાછા આવવાના હતા, પણ તેઓ એકલા આ ત્રણ સ્ટેશનો શી રીતે સંભાળી શકે? માટેજ લંડન મંડળીએ આ સ્ટેશનો આયરિશ પ્રેસ્બિટેરિયન મિશનને સોંપી દેવાનો નક્કી ઠરાવ કર્યો; અને આઇ. પી. મિશનના બોર્ડને પૂછાવ્યું કે તમે એ રાખશો કે કેમ?

સને ૧૮૪૭માં બોર્ડે ઘણી ખુશીથી સુરત સુદ્ધાં રાખવા કબુલ કર્યું. સને ૧૮૪૮ની આખરે આઈ. પી. મિશનની પહેલી પ્રેસ્બિટેરી જંબુસરના બંગલામાં થઇ. તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે, ઘોઘા ને દેવાણમાં રેવ. મૂર (મોર) સાહેબ રહે, જંબુસરમાં રેવ. હોરમસજી પેસ્તનજી રહે, અને રેવ. જ. વ. સ. ટેલર સાહેબ સ્વદેશથી પાછા આવે ત્યાં સુધી રેવ. ક્લાર્કહ્ડ ( કોરબલ ) સાહેબ બોરસદ રહે ; તેથી ૧૮૪૯ની સાલે આઇ. પી. મિશને આ ત્રણ સ્ટેશનો પોતાના કબજામાં લઇ તેનો બંદોબસ્ત કર્યો, ને કામ આગળ ચલાવ્યું. ત્યારથી જ. વ. સ. ટેલર સાહેબ આઇ. પી. મિશન સાથે જોડાયા, અને આઇ. પી. મિશનેરીઓ સાથે રહીને તેમણે કામ કર્યું.

### દેવાણ

પ્રેસ્બિટેરીમાં થએલા ઠરાવ પ્રમાણે મૂર સાહેબ દેવાણ આવીને રહ્યા. દેવાણનો બંગલો તો ગામ બહાર વસ્તીથી વેગળો હતો, તેમાં થોડાંક ખ્રીસ્તી કુટુંબ રહેતાં હતાં. છોડીઓનું મિશન ત્યાંથી બોરસદ મંગાવી લીધેલું હતું. મોર સાહેબની પાસે રાજકોટનો જીવો કરીને એક ખ્રીસ્તી બાલ બબરચી ( રસોઇ પકાવનાર ) હતો. તે અફીણીઓ હતો. સાહેબે તેને એવો હુકમ કર્યો કે, હવેથી તારે અફીણ ખાવું નહિ. સાહેબનો હુકમ માની તેણે અફીણ છોડી દીધું ; પણ તેથી તેને શરીરમાં બહુજ પીડા થઇ. જો કાંટા ને ચાકના કાંકરાથી થોડે થોડે મૂકાવ્યું હોત તો આટલી પીડા ના થાત. અફીણ છોડવાથી તે ગાંડા બાવરા જેવો થઈ ગયો. આ ગાંડપણમાં તેણે બે ખૂન કર્યાં. બબરચીખાનામાં વાસણ-કુસણ ધોનાર એક આંધળા છોકરાને લાકડાનો મોટો ફાચરો મારીને તેણે ઠેર મારી નાખ્યો. વળી ગોરવાનો ગોવિંદ ખુશાલ બંગલામાં કામ કરતો હતો. તે સવારમાં દેવતા લેવા બબરચીખાનામાં આવ્યો. કદાચ તેણે દેવતા હોલવી નાખ્યો હશે. એ રીસને લીધે જીવાએ તેના માથામાં કોઇતો (લોઢાનો ભારે મોટો વજનદાર છરો) મારીને તેને મારી નાખ્યો, તેથી સરકારે તેને દેશનિકાલની સજા કરી. આથી મોર સાહેબને ઘણુંજ ખોટું લાગ્યું, ને દુ:ખી થઇને ત્યાંથી તેઓ ગોઘે જતા રહ્યા. મુદત પુરી થયે ત્યાંથી તેઓ સ્વદેશ ગયા ; અને રજા પુરી થયે ગુજરાતમાં પાછા

આવ્યા. ૧૮૬૨માં અમદાવાદ રહીને ત્યાં તેમણે આઈ. પી. મિશનની સ્થાપના કરી; તેથી હવે આ અરસામાં દેવાણનો બંગલો નકામો પડયો. પાંચેક વર્ષ પછી (૧૮૬૭માં) જ. વ. સ. ટેલર સાહેબે દેવાણનાં ખ્રીસ્તી કુટુંબોને બોરસદ બોલાવી લીધાં, ને ત્યાંનો બંગલો પાડી નાખ્યો; અને તેનાં બારીબારણાં અમદાવાદ રાણીપુરના બંગલા માટે ગાડાં ભરીને વાટરસ્તે મોકલી દીધાં; તેનો બીજો સરસામાન (ફરનિચર ઈત્ય.) પણ રાણીપુર ને અમદાવાદ મોકલ્યો. બીજો જે કંઈ સામાન વધ્યો તે ટેલર સાહેબે બોરસદ મંગાવ્યો. આ બંગલો પાડવા અમે મિશનના મોટા છોકરા દેવાણ ગયા હતા. સામાનનાં ગાડાં પણ અમે ભરાવ્યાં હતાં. તે વખતે રામભાઇ દાદાભાઈ અને ખોડભાઇ રામભાઇ ત્યાં હતા, તેમણે આ બધી વ્યવસ્થા કરી હતી. રામભાઇના દીકરા લક્ષ્મણસિંગ જે જામ્બાના હતા તે ત્યાં રહેતા હતા, તેમણે ગાડાં વગેરેની સગવડ કરી આપી હતી. રામભાઈ અને ઉજમબા અમને પોતાનાં છોકરાંની પઠે ચાહતાં હતાં. એ રીતે બધા ખ્રીસ્તીઓ બોરસદ આવતા રહ્યા, એટલે દેવાણના કામનો અંત આવ્યો; પણ પાછળથી હેન્ડરસન સાહેબે ત્યાં કામ શરૂ કર્યું હતું.

## જંબુસર

જંબુસર ગામની પશ્ચિમે બહુ દૂર ઉજ્જડ પડેલા ખારપાટમાં મિશનનો બંગલો હતો. ત્યાંનું પાણી ખારૂં હતું, તેથી પીવાનું મીઠું પાણી બહુજ છેટેથી લાવવું પડતું હતું. ખારને લીધે તે જમીનમાં કાંઇ ઝાડબીડ પણ થતું ન હતું ને વાડી થાય એવું પણ ન હતું. આ બંગલો ફ્રાર્બ્હ્સ સાહેબે બંધાવ્યો હતો. બંધાવ્યા પછી તેઓ બહુજ પસ્તાતા હતા. મુંબઇના પારસી રેવ. હોરમસજી પેસ્તનજી સાહેબની બદલી ત્યાં થઇ ને તેઓ ત્યાં એક વર્ષ રહ્યા. તેઓ પણ ત્યાં આગળ બહુજ દુ:ખી થયા. તેઓ એમ કહેતા હતા કે, હું ખરે બપોરે તારા જોઉં છું. એટલે અહીં રહેનારને બહુજ દુ:ખ છે. હોરમસજી સાહેબ પાછા ફ્રી ચર્ચમાં મુંબઇ જતા રહ્યા. ત્યાર પછી એ બંગલો તો છેક નકામો ને ખાલી પડયો, ને તે આખરે વેચી દેવો પડયો. એવી રીતે જંબુસરનું કામ બંધ પડયું, ને લંડન મિશનની કારકીર્દિ પણ સમાપ્ત થઇ. આઇ. પી. મિશને પોતાનું કામ

આગળ ચલાવ્યું; પ્રભુની કૃપાથી તે વૃદ્ધિ પામ્યું, ને બહુજ સફળ થયું.

લંડન મિશનેરીઓની કામ કરવાની ને મંડળી ચલાવવાની રીત નમુનો લેવા જોગ હતી. એથી તો થોડાજ વખતમાં મંડળીનો પાયો મજબુત થયો ને ચણતર વિસ્તાર પામતું ગયું. પ્રભુ પવિત્ર આત્માની વૃષ્ટિ થતી હતી. પાળકોના પ્રેમની પુષ્કળ છત હતી એ આપણે પાછળ જોઇ ગયાં. પ્રેમી પાળકોના વિયોગ વખતે મંડળી કેવી પ્રેમનાં આંસુડાં ઢાળતી હતી! અસલના પિતૃઓ કહેતા કે, જ્યારે કોઇનો વાંક પડે ત્યારે તેઓ પેટ પર નહિ પણ પીઠ પર મારતા, અને પછી માથે હાથ ફેરવીને રોટલો તો શું, પણ મિઠાઇ આપતા. એનો મને પણ અનુભવ છે. એક વાર રાતે બંગલે પ્રાર્થનાની સભા હતી. અમે બધાં વરંડામાં પ્રાર્થના કરવા બેઠાં હતાં. પ્રાર્થના થતી વખતે મને ઉંઘ આવી. "આમેન" બોલ્યા પછી બધાં ઉઠયાં પણ હું તો ઊંઘીજ રહ્યો. ઉપદેશક જ. વ. સ. ટેલર સાહેબે મને ઉઠાડયો ને સાવધ કરીને એક થપડ મારી; અને કહ્યું, "હવે ઊંઘીશ નહિ." પ્રાર્થના પૂરી થયા પછી બધાં ઉઠીને ચાલ્યાં. તેમની સાથે હું પણ ચાલ્યો, પણ સાહેબે મારૂં નામ લઇ મને બોલાવ્યો ને પાસે બોલાવી મને આઠ આના આપ્યા; ને કહ્યું કે, તને લપડાક મારવાથી મને બહુજ દુઃખ લાગ્યું છે પણ તને ખુશી કરવા આ આઠ આના મીઠાઇ ખાવા આપું છું. મેં બહુએ ના કહી પણ સાહેબે પરાણે આપ્યા, ને કહ્યું કે, "તું ને તારા ભાઇબંધ કાલે મીઠાઇ લાવીને ખાજો." તે વખતે હું છોકરો હતો; હવે તો વૃદ્ધ થયો છું ને પાદરી છું, તોપણ પરવીતી કરતાં આપવીતીનો દાખલો આપતાં હું શરમાતો નથી; કેમકે તે સત્ય વાત છે, અને તે વખતના પાળકોનો જેવો અનુભવ થએલો તેવો જાહેર કરીએ છીએ, એમાં શું ખોટું. તે વખતના પાળકો પોતાના લોકોને, હા, નાનાંમોટાંને, પુત્રપુત્રી સમાન ગણતા હતા, સર્વનું ભલું ઇચ્છતા. જણવાનું કષ્ટ વેઠયું, તેમ ઉછેરવાનું કષ્ટ પણ તેમણે બહુ પ્રેમથી ને રાજીખુશીથી વેઠયું. તેમનું કામ તે વાસણ ઘડનાર કુંભારના જેવું હતું. વાસણનો ઘાટ લાવવા સારૂ કુંભાર બહારથી ટપલો મારે છે, પણ અંદર એક હાથે ગોળ પત્થરથી ટપલા સાથેજ સહાય કરે છે જેથી વાસણ ભાગી ન જતાં ઘડાઇને સારા ઘાટમાં આવે છે. એ ઘડેલાં વાસણને ઓપી, રંગીને રૂપાળાં કરીને પણ આખરે નિમાડામાં પકવે

છે ત્યારે તે ઉપયોગી નિવડે છે. સારાં, સાજા નીકળેલાં વાસણ કુંભાર સાચવીને પોતાના ઘરમાં રાખે છે, તેજ કિંમતી વાસણ થાય છે. તેમજ જે ખ્રીસ્તી દુ:ખસંકટ સહીને અંત સુધી ટકશે તેજ બચશે. ભાગેલાં તો બહાર કાઢી નાખવામાં આવે છે, તેમ નામના ને નકામા ઢોંગીઓ તો આખરે સીમોન જાદુગર અને યહુદાની પેઠે અળગા મૂકાય છે. હજી પણ એજ રીતે પ્રેમી પાળકો પોતાના લોકોનું ભલું કરે છે, અને કરશે એમાં કંઇ શક નથી. પણ બીજી રીતે જોતાં હવે મંડળી કંઇ છેક બાળાવેશમાં નથી. હવે તો ખાસી મોટો દીકરોદીકરી જેવી મદદ કરે એવી મંડળીઓ થઇ છે; થોડું થોડું કામ કરે છે ને કરશે ને એમ આયર્લાંડની માતુશ્રી મંડળીને કામ કરીને રાજી કરશે એવી મોટી આશા છે. વર્ષોવર્ષ ઉઘરાણાં (ધર્મદાન)માં ઉદારતા દેખાડીને તથા કચ્છમાં સુવાર્તિક કામ ચાલુ કરીને આપણી મંડળીઓએ માતુશ્રી મંડળીને હરખાવી છે, અને હજુ અધિક કામ કરશે એવી આશા છે.

---

### પ્રકરણ ૩જું

# કાઠિયાવાડ અને ગુજરાતમાં આઇ. પી. મિશનની સ્થાપના

### પ્રાસ્તાવિક વાતો

પહેલા પ્રકરણમાં આપણે ખ્રીસ્તી ધર્મ પહેલાંની હિન્દની સ્થિતિ, હિન્દમાં ખ્રીસ્તી ધર્મને અર્થે મિશનેરીઓનું આગમન, તથા તેમની ભારે મુશ્કેલીઓ વગેરે બાબતો જોઈ ગયાં. બીજા પ્રકરણમાં લંડન મિશનની ગુજરાતમાં સ્થાપના ને તેમનું કામ, તથા એ મિશન આઇ. પી. મિશનને કેવી રીતે હસ્તગત થયું, વગેરે બાબતો બતાવેલી છે. હવે ત્રીજા પ્રકરણમાં કાઠિયાવાડ તથા ગુજરાતમાં આઇ. પી. મિશનની સ્થાપના તથા તેનું કામ, વગેરે દેખાડવાનો ઇરાદો છે. અહીંથી આપણે ખાસ આઇ. પી. મિશનનો ટુંક હેવાલ શરૂ કરીએ છીએ. સને ૧૮૪૦થી તે ૧૯૩૦, એટલે ૯૦ વર્ષનું વૃત્તાંત લખવાનો હેતુ છે, પણ આટલી લાંબી મુદતની વાતો લખવી તે બહુ મુશ્કેલ છે, કેમકે આપણા જુના દેશી પિતૃઓમાં જુની વાતોની નોંધ રાખ-

વાની ઝાઝી ટેવ ન હતી, તેથી ગઈ ગુજરી વાતોનું જ્ઞાન મેળવવું એ બહુજ કઠણ થઇ પડયું છે. મારી યાદદાસ્ત તો માત્ર ૧૮૬૬થી થોડીઘણી છે. ત્યારે મારી ઉંમર ૧૨ વર્ષની ને મારી સમજણ બહુ કાચી હતી, તેથી મને એવી ભારે વાતોની શી તમા હોય! વળી મેં તેજ વખતે શીખવાનું શરૂ કર્યું હતું, માટે ખરૂં કહીએ તો હું અભણ જેવો હતો. પણ ઇશ્વરે મને એવું મન આપ્યું કે પૂછીપૂછીને જુની વાતો વિષે હું ભોમિયો થયો. જ્યારે હું મિશનમાં હતો ત્યારે મારા મહેતાજી શીવા બાજી તથા ખાસ કરીને ગંગારામનાં પત્ની પીડીઆને મોઢેથી, અને પછી વૃદ્ધ પિતૃ ગીરધર રૂપજીને (તેમને ઘેર હું ટેલર સાહેબના કહ્યાથી બે વર્ષ રહ્યો હતો) મોઢેથી સાંભળી સાંભળીને તથા ચોપડામાંની નોંધ વાંચી વાંચીને આ જુની વાતો વિષે હું વિશેષ વાકેફ થયો. વળી ઇશ્વરદાસ તથા જોઇતીબાને ઘેર (ગામમાં) હું વારંવાર જતો, તેમના તરફથી પણ મેં કંઇક જાણ્યું. વળી ભાણા રતના મહેત જી, જે સુરતના વતની પણ મિશન કામદાર હતા ને ભાવનગર રહેતા હતા (હું ગોઘે રહેતો) તેમની સાથે વારંવાર કાઠિયાવાડમાં મુસાફરી કરતાં, તેમણે મને સુરત તરફની વિશેષ વાતો કહી તથા લખાવી હતી. તેમજ વોલેસપુર જઇ છગનલાલ ભગવાનદાસ પાસેથી પણ કેટલીક નોંધ મેં મેળવી. પણ વિશેષે કરીને મહેરબાન રેવ. રોબર્ટ જેફ્રે સાહેબે ગુજરાત ને કાઠિયાવાડ મધ્યેના આઇ. પી. મિશનનો ૫૦ વર્ષનો ટુંક હેવાલ લખ્યો છે તેમાંથી પણ કંઇ માર્ગ મળ્યો. એવી રીતે મહેનત કરીને આઇ. પી. મિશનની હકીકત મેળવી આ પુસ્તકમાં લખેલી છે.

## (૧) પ્રથમ કાઠિયાવાડમાં આઇ. પી. મિશનની સ્થાપના

કાઠિયાવાડમાં આઇ. પી. મિશન આવ્યું, તે પહેલાં હિન્દમાં ૧૬ મિશનો આવીને કામ કરતાં હતાં. તેઓ કયારે આવ્યાં, કયાં કયાં કામ કરવા લાગ્યાં, અને પહેલાં કોણ કોણ આવ્યા, તે બધું સવિસ્તર લખવાની અહીં જરૂર નથી, કેમકે મારો હેતુ તો ખાસ આઇ. પી. મિશન વિષેજ લખવાનો છે. ગુજરાત કાઠિયાવાડની પ્રેસ્બિટેરીએ તો ગુજરાત તથા કાઠિયાવાડના પ્રથમ પાયારૂપ પિતૃઓ, આઇ પી. મિશનનું કામ, ને વિસ્તારવૃદ્ધિ વિષેજ લખવાનો ઇરાદો દેખાડયો હતો. સને ૧૮૩૮ના ઓગસ્ટ માસમાં આઇ. પી. બોર્ડના સેક્રેટરી મહે. રેવ. જોર્જ બેલિસે મુંબઇના પ્રખ્યાત

ડૉકટર વિલ્સન સાહેબ (મુંબઈની વિલ્સન કૉલેજના પ્રોફેસર)ને લખી પૂછયું કે, "અમને હિન્દના કોઈ પણ ભાગમાં સુવાર્તાનું કામ કરવાને જગા મળશે કે કેમ?" ડૉકટર વિલ્સન સાહેબે ઘણો સારો ને પ્રેમી જવાબ લખી મોકલ્યો કે, "ભલે પધારો; કાઠિયાવાડમાં આવીને તેના પાટનગર રાજકોટમાં રહી આખા પ્રદેશમાં કામ કરો." આ ખુશ ખબર આયર્લાંડના પાટનગર બેલફાસ્ટ પહોંચતાંજ ત્યાં કોણ જશે તેની તપાસ થવા માંડી. ત્યારે રેવ. જેમ્સ ગ્લાસગો અને રેવ. આલેક્ષાંદર કેર સાહેબની નિમણુક થઇ. રેવ. જેમ્સ ગ્લાસગો સાહેબ કાસલડોસન ગામની મંડળીના પાળક હતા, અને રેવ. આલેક્ષાંદર પોર્ટડૉનની મંડળીના પાળક હતા. તેમના પાળકપદની દીક્ષા પાંચેક વર્ષ પર થઇ હતી. જે વખતે કાઠિયાવાડમાં તેમની નિમણુક થઇ તે વખતે તેઓ કુંવારા હતા, પણ આયર્લાંડથી તેમના ઉપડ્યા પહેલાં તેમનાં લગ્ન થયાં. આ સાહેબોના જીવનચરિત્ર પરથી સાફ જણાય છે કે તેઓ બહુ વિદ્વાન હતા, તેમજ બાહોશ તથા કાર્યકુશળ હતા. રવાના તા. ૨૯મી ઑગસ્ટ, ૧૮૪૦નો દિવસ કાઠિયાવાડને માટે મહા ભાગ્યોદયનો દિવસ ગણાય. તેજ દિવસે બે સાહેબો ને તેમનાં મડમ સાહેબો શોકાનંદનાં આંસુઓ સહિત પોતાનાં વહાલાંથી વિખુટાં પડ્યાં. તા. ૪થી સપ્ટેમ્બરે લિવરપુલથી આગબોટ ઉપડી, અને તા. ૨૧મી ફેબ્રુઆરી ૧૮૪૧ના રોજ, છ માસે, તેઓએ મુંબઇ બંદરે પગ મૂકયો, અને ત્યારથી હિન્દમાં આઇ. પી. મિશનનો ઉદય થયો.

ડૉકટર વિલ્સન સાહેબે ઘણાજ પ્રેમથી તેમનો આવકાર કર્યો. ડૉકટર વિલ્સને તેમને ચર્ચ ઑફ સ્કોટલાંડના મિશન હાઉસમાં ઉતારો આપ્યો. તેમના આવ્યા પછી આયર્લાંડમાં શું શું બન્યું તે અહીં કહેવાનો મને પ્રસંગ નથી. માત્ર કાઠિયાવાડમાં આવીને તેઓએ શું કર્યું એજ કહેવાનો ઇરાદો છે. પણ એટલું તો કહેવું જોઇએ કે આપણી માતુશ્રી મંડળી માત્ર બેનેજ મોકલીને બેસી ના રહી; પણ વધારે ને વધારે મોકલવા ઉદાર ને આતુર થઇ. આઇ. પી. મિશનેરીઓ મુંબઇ સુધી આવ્યા તો ખરા, પણ ગવર્નર સાહેબની રજા સિવાય તેમનાથી કાઠિયા-વાડમાં પ્રવેશ ના થાય, ને કામ પણ શરૂ ના કરાય, માટે ડૉકટર વિલ્સન સાહેબે ગવર્નર સાહેબના સેક્રેટરી સાહેબ પર ભલામણનો પત્ર લખી

આપ્યો. ગવર્નર સાહેબે ઘણી ખુશીથી પરવાનગીનો પ્રત્યુત્તર લખી આપ્યો. પહેલી મુશ્કેલી તો હવે મટી, પણ બીજી મુશ્કેલી નડી. તે એ હતી કે, બન્ને સાહેબોની તબિયત બગડી ગઇ, ને તેઓ માંદા પડયા ; માટે સારૂં થાય ત્યાં સુધી મુંબઈ અને પુનામાં રહીને તેઓએ ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો, અને નિશાળો તથા બજારોમાં ઉપદેશ કરવાનો અનુભવ મેળવ્યો. આ બીજી મુશ્કેલી મટયા પછી ડૉક્ટર વિલ્સન સાહેબના અગ્રેસરપણા નીચે મે મહિનાની તા. ૨૨ મીએ તેઓ નાના નાવડા જેવા વહાણમાં બેસીને ગોઘે આવ્યા (તે વખતે કોઈ સ્ટીમર ગોઘે કે ભાવનગર આવતી નહોતી), પછી ગોઘાથી બળદગાડામાં તેઓ રાજકોટ ગયા. બળદગાડામાં બેસીને ગોઘાથી રાજકોટ જવા કોઇ નીકળે તો લગભગ આઠ દિવસની મુસાફરી કરવી પડે. હાલ મોટરના વાહનથી માત્ર ચાર કલાકમાં ગોઘાથી રાજકોટ પહોંચી જવાય છે. રાજકોટમાં સ્પુલ કરીને આયર્લાંડના એક લશ્કરી ડૉક્ટર રહેતા હતા. તેમને ડૉ. વિલ્સને આ બે સાહેબોની ભલામણ કરી. વળી ડૉક્ટર વિલ્સન સાહેબે રાજકોટ કાંપના મોટા મોટા હોદ્દેદારો, અધિકારીઓ અને ખુદ રાજકોટના ઠાકોર સાહેબ સાથે આ બે મિશનેરીઓની મુલાકાત કરાવી. તેમજ હિન્દુ, મુસલમાન ને નામદાર પારસીઓ જોડે પણ ડૉ. વિલ્સને તેમને ઓળખાણ કરાવી, કેમકે તે સાહેબને એ બધા ઓળખતા હતા. તેઓએ કાંપમાં એક બંગલો પણ ભાડે રાખ્યો, અને તેમાં કામ શરૂ કર્યું. નોકરચાકરોએ અને વિશેષે કરીને ડોળીખાતાના ભીલ લોકોએ સુવાર્તાનો પ્રથમ સ્વીકાર કર્યો. તે વખતે દેવળ ન હતું માટે બંગલામાં પ્રાર્થના થતી. જે લોકો પ્રાર્થના કરવાને તથા વાત સાંભળવાને આવતા હતા તેમનો બહુ પ્રેમભાવથી આદરસત્કાર કરવામાં આવતો. હજુ તો ડૉક્ટર વિલ્સન સાહેબ રાજકોટમાંજ હતા, એટલામાં તા. ૧૧–૬–૧૮૪૧ ના દિવસે રેવ. જેમ્સ ગ્લાસગો સાહેબની બીબીનું મરણ થયું, અને તે પ્રથમજ આઇરિશ ટોળીની બાળકીને ભારતભૂમિમાં દાટવામાં આવી. ત્યાર પછી ડૉક્ટર વિલ્સન સાહેબ મુંબઈ પાછા ગયા. વળી બીજી મહા દુ:ખની બીના બની, એટલે તા. ૧૬–૯–૧૮૪૧ ને દિવસે વહાલા કેર સાહેબનું પણ મરણ થયું (બીબીના મરણ પછી ત્રણ મહિને). એમ ખેદજનક વાદળ ઓચિંતું આવી છવાયું, પણ પ્રભુની કૃપાથી

આયરિશ મંડળીના લોકો હિમ્મત હાર્યાજ નહિ. ડૉ. વિલ્સન સાહેબના મુંબઈ ગયા પછી બન્ને સાહેબો તન, મન ને ધનથી પ્રભુનું કામ આગળ ધપાવવા બહુજ વિચાર કરતા હતા. તેમણે બોર્ડને જણાવ્યું કે, કાઠિયાવાડમાં કામ કરવા હાલ તો ઓછામાં ઓછા ૭ પાદરીઓની બહુ જરૂર છે. બે રાજકોટમાં, બે પોરબંદરમાં ને બે ગોઘામાં. એ સ્ટેશનોની આજુબાજુ કામ કરવું જોઇએ. એ માગણી કબુલ રાખીને બોર્ડે બંદોબસ્ત કર્યો અને જવાબ વાળ્યો કે, "હા, બીજા મોકલીશું." તેથી બીજા ચાર મિશનેરી સાહેબો આવ્યા. તેમનાં મુબારક નામો : ૧. રોબર્ટ મંટગમરી, ૨. એ. ડી. ગ્લાસગો, ૩. જેમ્સ મેકી, ૪. જેમ્સ એચ. સ્પિર્સ. આ ધર્મોપદેશકો પવિત્ર આત્માએ ભરપુર ને બળવાન હતા. તેઓ વિદ્યામાં ઘણા કુશળ, ને કાર્યમાં નિપુણ હતા. પહેલા બે જણ તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૪૨ માં આયર્લાંડથી નીકળ્યા, અને સૂએઝની નહેરને માર્ગે થઇને તા. ૧૪ મી માર્ચે મુંબઈ પહોંચ્યા. બીજા બેની જોડે એક મિશનેરી ડૉક્ટર મિ. સિંકલર હતા. તેઓ પોતાના કુટુંબ સુદ્ધાં તા. ૧૪ મી નવેમ્બરે મુંબઈ બંદરે આવી પહોંચ્યા. મેડિકલ મિશનેરી ડોકટર સિંકલર બહુજ હોશિયાર હતા. તેઓ થોડો વખત જુનાગઢમાં રહ્યા, પછી મુંબઇ ગયા અને ત્યાંથી પાછા સ્વદેશ ગયા.

મહેરબાન ડૉક્ટર સિંકલર સાહેબ સાથે મિસિસ કેર સ્વદેશ જનાર હતાં. તેઓ રાજકોટથી નીકળ્યા પહેલાં કબરસ્થાને ગયાં, ને સાહેબની કબરની છેલ્લી મુલાકાત લીધી. રૂદનસહિત ગળગળે સાદે તે બોલી ઉઠયાં કે, "હે ભારતભૂમિ, હું મારા પ્રિય ને શિરોમણી ભરથારને તારામાં ભારીને જાઉં છું, પણ જો તું (તારા લોક) સુવાર્તા નહિ સાંભળે અને વિશ્વાસ નહિ કરે, તો તને સદોમ તથા ગમોરાહ કરતાં આકરૂં પડશે." સાથેનાં માણસોએ એ સાંભળ્યું ને લોકોમાં એ વાત ફેલાઇ ગઇ (રાજકોટના જુના ખ્રીસ્તી જોરાજી પગીને મ્હોડે અમે એ વાત સાંભળી હતી). મિસિસ કેર પોતાના પતિને મૂકી એક બીબીને લઇને સ્વદેશ ચાલ્યાં ગયાં. એવી રીતે આઇ. પી. મિશનના મિશનેરીઓનું આગમન કાઠિયાવાડમાં થયું. પ્રથમ ડોળીખાતાના ભીલો ખ્રીસ્તી થયા ખરા, પણ તેઓ અંત સુધી વિશ્વાસમાં ટકયા નહિ. ભીલોનો ભરોસો તો નહિ, તોપણ તેમાંથી

કેટલાક સારા, વિશ્વાસુ નિવડયા એવો મારો અનુભવ છે. કેમકે સને ૧૮૮૩માં રાજકોટનું મિશન ફરી ઉઘડયું ત્યારે ડૉક્ટર જી. પી. ટેલર સાહેબ સાથે હું ત્યાં કામદાર તરીકે ગયો હતો, ત્યારે એ જુના ભોળો ખ્રીસ્તી (નામે) હતા. જુના ખ્રીસ્તીઓમાં દેવસિંગ મારવાડી નામના એક રજપુત ખ્રીસ્તી થયા હતા. તેઓ રામભાઇ દાદાભાઇની દીકરી વેરે પરણ્યા હતા. તે સુરતના છાપખાનામાં કામ કરતા હતા. ત્યાર પછી જગજીવનભાઇ ખ્રીસ્તી થયા, પણ તે રાજકોટ મંડળીમાં બહુ રહેતા નહિ. ત્યાર પછી બીજા કેટલાક જુવાન ખ્રીસ્તી થયા, જેવા કે બાવારામ માધવજી, નથુભાઇ હરીભાઇ, વગેરે. તેઓ શીખીને મિશન કામમાં જોડાઇ ગયા. રાજકોટમાં જ્યારે પ્રથમમાં પ્રથમ મિશનેરી સાહેબ રહેવા ગયા, ત્યારે કામ્પના કપ્તાન જેકોબ સાહેબે પોતાનો બંગલો તેઓને રહેવા આપ્યો. પછી રાજકોટથી જતી વખતે કપ્તાન સાહેબે તે બંગલો મિશનને બક્ષીસ દાખલ અર્પણ કરી દીધો.

## રાજકોટ, પોરબંદર અને ગોઘા

આયર્લાંડથી પ્રથમ બે મિશનરીઓ આવ્યા. તેમાંના કેર સાહેબના મરણ પછી ગ્લાસગો સાહેબ એકલા રહ્યા. પછી પાછળથી પાચ આવ્યા. આ છ સાહેબોની પ્રથમ પ્રેસ્બિટેરી રાજકોટમાં થઇ. તેમાં પ્રથમ આવેલા મહે. રેવ. જેમ્સ ગ્લાસગો સાહેબ પ્રમુખ નીમાયા હતા. આ પ્રેસ્બિટેરીનું નામ "કાઠિયાવાડ પ્રેસ્બિટેરી" રાખવામાં આવ્યું હતું. તા. ૩૦ જાન્યુઆરી ૧૮૪૩માં પ્રથમ એજ પ્રેસ્બિટેરી ભરાઇ હતી. તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે, જેમ્સ ગ્લાસગો સાહેબ તથા તેમના ભાઇ આદમ ગ્લાસગો સાહેબ રાજકોટમાં રહે; મહે. મંટગમરી સાહેબ તથા સ્પીર્સ સાહેબ પોરબંદર રહે, અને મેકી સાહેબ ગોઘે રહે એ ઠરાવ મુજબ તા. ૧૪ ફેબ્રુઆરીએ મંટગમરી સાહેબ ને સ્પીર્સ સાહેબ તથા ગ્લાસગો સાહેબ બળદગાડામાં પોરબંદર ગયા. તેઓ નવ દહાડે ત્યાં પહોંચ્યા. ત્યાં જઇને પોલિટીકલ એજંટ સાહેબની મારફતે તેઓએ રાણાસાહેબની મુલાકાત લીધી. પછી ગ્લાસગો સાહેબ રાજકોટ પાછા આવ્યા. પોરબંદરમાં રહેવા લાયક મકાન નહિ મળ્યાથી થોડા દહાડા બન્ને સાહેબો જુનાગઢ રહેવા ગયા. એમની પણ એવી ધારણા હતી કે, જો જુનાગઢમાં

રહેવા લાયક મકાન મળે તો ત્યાં રહેવું. એવામાં પોરબંદરથી તેમના શિક્ષક તરફથી ખબર મળી કે, એક રહેવા જોગ મકાન મળ્યું છે; માટે તેઓ પોરબંદર પાછા ગયા, ને ત્યાં રહ્યા. એ અરસામાં ગ્લાસગો સાહેબે અને લંડન મિશનના ક્લાર્કસન સાહેબે રાજકોટથી તે સુરત સુધીની મુસાફરી કરી, ને ૬૦ ગામોમાં સુવાર્તા પ્રગટ કરી. સુરતથી પાછા વળતાં ગ્લાસગો સાહેબ વડોદરે પણ ગયા હતા. ત્યાં તેમને ગીરધર રૂપજીભાઇ, ગંગારામ દયાળજી તથા દેશાઇભાઇ ખોજીદાસ સાથે પ્રથમ ઓળખાણ થઇ હતી. તે વખતના કામદારો મુસાફરીઓ કરીને કામ કરતા હતા.

## પોરબંદરમાં કામ

### મુનશી સાહેબનું ખ્રીસ્તી થવું

થોડા વખતમાં પોરબંદરમાં આશાનું કિરણ ઉગી નીકળ્યું. મંટગમરી સાહેબના ગુજરાતી શિખવનાર મુનશી સાહેબ અબ્દુલ રહેમાન કરીને હતા તે પ્રથમ ખ્રીસ્તી ધર્મના ઉમેદવાર થયા. તેમના પિતાજી મુલ્લાં હતા, તે સ્ટેટમાં નામાંકિત હતા, ને પૂજ્ય પુરૂષ ગણાતા હતા. અબ્દુલ રહેમાનના બીજા ભાઇનું નામ અબ્દુલ સુલેમાન હતું. તેઓ પણ વારંવાર સાહેબ સાથે ધર્મસંવાદ કરતા હતા. આખરે તેમણે જાહેર કર્યું કે, "કુરાન ઉપરથી મારૂં ઇમાન ઉઠી ગયું છે, અને પાક મુકદસ ઇન્જીલ ઉપર તથા ઇસા મસીહ પર કાયમ થયું છે." આ વખતે એમની ઉંમર ૩૦ વર્ષની હતી. એમણે શાદી (લગ્ન) કરેલી હતી. તેમની બીબીનું નામ મરિયમબાઈ હતું (જે સુરતમાં "બાઈસાહેબ" નામે ઓળખાતાં હતાં). તેમને બે દીકરા ને બે દીકરીઓ હતાં. મોટા દીકરાનું નામ અબ્દુલ રઝાક અને નાનાનું નામ બડેમીઆં હતું. મોટી દીકરીનું નામ દાદીબાઈ અને નાની બેનનું નામ આશાબાઈ હતું. પોતાના ગામ પોરબંદરમાં બાપ્તિસ્મા લેવું તો બહુ જોખમભરેલું હતું, તો પણ ધર્મની ખાતરી અને સત્યતાને લીધે ગમે તે થાય પણ પોરબંદરમાંજ બાપ્તિસ્મા લેવું, એવો તેમણે નિશ્ચય કર્યો. તા. ૮મી સપ્ટેમ્બર, ૧૮૪૩ના રોજે તેમનું બાપ્તિસ્મા થયું. તે વખતે બધા મિશનેરીઓ પોરબંદરમાં એકઠા થયા હતા. એ ઉપરાંત લેફ્ટનન્ટ વેસ્ટ્રપ સાહેબ ને લેફ્ટનન્ટ કેમ્બેલ સાહેબ તથા જુનાગઢના એક વૃદ્ધ મુનશી સાહેબ પણ હાજર થયા હતા. આહા! ગુર્જર ખ્રીસ્તી મંડળીના ઇતિહાસમાં આ

દિવસ બહુ હર્ષાનંદનો કહેવાય!! આ સમાચાર જ્યારે શહેરમાં ફેલાયા, ત્યારે મુસલમાનો ને હિન્દુઓ, ખવાસો તથા રજપૂતો એ સર્વે ગુસ્સે થઇને વિરૂદ્ધ થયા, ને મિશનેરી સાહેબો ઉપર ભારે સતાવણી કરવા લાગ્યા. ભારે ગડબડ થઇ. લોકોએ રાણા સાહેબની મદદ માગી, પણ એક બાજુ રૈયત ને બીજી બાજુ સાહેબ લોક છે, એમ જાણીને રાણાજીએ વચ્ચે પડવા નાખુશી બતાવી, તેથી લોકોનું વધારે ફાવ્યું. પ્રથમ તો મુનશી સાહેબના ઘરના લોકો વિરૂદ્ધ થયા, પણ પછી પ્રભુએ તેમનું મન ફેરવ્યું, તેથી તેઓ શાંત રહ્યા. ધીમેધીમે બધું શાંત પડયું. પ્રભુએ ધીમેધીમે તેમનાં સગાંને મંડળીમાં મેળવ્યાં. તેમના દીકરા અબ્દુલ રઝાકે રાજકોટમાં જઇને બાપ્તિસ્મા લીધું. ત્યાર પછી બાઇસાહેબ તથા તેમના બીજા દીકરા અને બે દીકરીઓનું બાપ્તિસ્મા રાજકોટમાં થયું. આ દિવસ મુનશી સાહેબને માટે બહુજ આનંદનો દિવસ કહેવાય!! કેમકે આખું કુટુંબ પ્રભુ ઇસુના રાજ્યમાં મેળવાયું, અને જે ધાસ્તી હતી તે પ્રભુએ મટાડી દીધી. અહા!! પ્રભુનું સાર્થક તેડું કેવું અજાયબ છે!!

વળી એજ અરસામાં પોરબંદરનો ભગવાનજી કરીને એક મારવાડી રજપૂત તથા તેમનો દીકરો દેવસિંગજી એ બે જણ ખ્રીસ્તી થયા. આ દેવસિંગજી વિષે પાછળ કહ્યું તેમ તે રામભાઈ દાદાભાઈની દીકરી વેરે પરણ્યા હતા, ને સુરત મિશન પ્રેસમાં કામ કરતા હતા. તેમના દીકરાનું નામ રોબર્ટ રાખ્યું હતું. એ બધાં મહે. રેવ. મંટગમરી સાહેબની મહેનતનાં શુભ ફળો હતાં. પછી જ્યારે સુરત આઇ. પી. મિશનના હાથમાં આવ્યું ત્યારે મુનશી સાહેબ મંટગમરી સાહેબ સાથે સુરત રહેવા ગયા. તે દેવળની પૂર્વ બાજુનાં ઘરોમાં રહેતા હતા. મુનશી સાહેબનું કુટુંબ ગુજરાત તથા કાઠિયાવાડમાં ઘણું માનવંત હતું. "મનોહરવાણી"ની ચોપડી ગીતરૂપે મુનશી સાહેબે લખેલી છે. એ એમણે પોતે કહ્યું હતું. તેમનાં મોટાં દીકરી દાદીબાઇને મુંબઇના પ્રખ્યાત પાદરી ધનજીભાઈ નવરોજજીની સાથે પરણાવવામાં આવ્યાં હતાં, પણ નાનાં બહેન આશાબાઇએ તો બાળકુંવારાંજ રહીને પવિત્ર જીંદગી કાઢી હતી. તેઓ પર્શિયન, ગુજરાતી ને અંગ્રેજી સારૂં શીખેલાં હતાં; તેથી મિસ સાહેબોને કન્યાશાળામાં સારી મદદ કરતાં હતાં, એ મેં નજરોનજર જોયું છે.

## રાજકોટ

### કેશવલાલ ગોસાંઈનું ખ્રીસ્તી થવું

આ ગોસાંઇ મરાઠો હતો. પંદર વર્ષ પર પુનામાં રેવરન્ડ મરીમિચલ સાહેબ તરફથી તેને ખ્રીસ્ત વિષેનું જ્ઞાન મળ્યું હતું, પણ હજુ તે હિન્દુ ગોસાંઇજ હતો. તે કાઠિયાવાડમાં જુનાગઢની જાત્રા કરવા ગયો હતો, ને ત્યાંથી પાછો ફરતો ફરતો રાજકોટ ગયો. ત્યાં દૈવયોગે રેવરન્ડ ગ્લાસગો સાહેબને તે મળ્યો. તેમણે તેને વધારે જ્ઞાન આપ્યું ને પુરી સમજ પાડી. તેથી તે રાજકોટમાં બાપ્તિસ્મા પામી ખ્રીસ્તી થયો, ને ત્યાંજ રહ્યો. તે ગોસાંઈ ઉપદેશના કામમાં, ને મંડળી માંહ્ તથા બહારના કામમાં સાહેબને ઘણોજ ઉપયોગી થઇ પડયો. જુઓ તો ખરા કે, પ્રભુ પોતાના કામને માટે કેવા મજુરો મોકલે છે!! એવી રીને કાઠિયાવાડમાં પ્રથમ મુનશી સાહેબ (બે ભાઇઓ), ભગવાનજી અને આ પ્રખ્યાત ગોસાંઇ કેશવલાલ મંડળીમાં મેળવાયા. વળી રાજકોટ સદરબજારમાં રહેનાર ડોળીબાતાના બીજા લોક પણ ખ્રીસ્તી થયા. એમ દિનપ્રતિદિન રાજકોટ મંડળીની વૃદ્ધિ થવા લાગી. પરંતુ હજુ ગોઘા તરફ કેઈ ઉમેદવાર બહાર પડયો નહોતો. પોરબંદરમાં રહીને કામ કરવું હવે જરા મુશ્કેલ હતું. સને ૧૮૪૬માં પ્રભુએ આઇ. પી. મિશનને માટે એક નવો અને ભારે રસ્તો ઉઘાડયો, એટલે લંડન મિશને આઈ. પી. મિશનને ખાતું સોંપી દીધું. ૧૮૪૭નાં મહે. રેવ. મંટગમરી સાહેબ ને મુનશી સાહેબનું કુટુંબ સુરત રહેવા આવ્યાં. તેઓ પોતાની સાથે દેવશિંગ ભગવાનજીને પણ સુરત લાવ્યા હતા.

## ગોઘા બંદર

રાજકોટ અને પોરબંદર વિષે આગળ થોડુંઘણું કહેવામાં આવ્યું છે, પણ હવે ત્રીજા સ્ટેશન ગોઘાનો વારો આવ્યો. પરંતુ કંઇ જાણવાજોગ બીના તળગોઘામાં બની નથી. મહે. રેવ. રોબર્ટ જેફ્રે સાહેબ પણ ગોઘા વિષે કંઇ ભારે વાત લખતા નથી, પણ માત્ર મેં જે સાંભળ્યું તથા જોયું છે તેનો ટુંક હેવાલ અહીં લખું છું, કેમકે મેં ગોઘામાં ને ભાવનગરમાં રહીને જે અનુભવ મેળવ્યો તેનો ટુંક સાર આમાં છે. ગોઘાના પહેલામાં પહેલા મિશનેરી મહે. રેવ. મેકી સાહેબ હતા. તેઓ પ્રથમ એકલાજ રહીને કામ કરતા હતા. તે વખતમાં ગોઘા ઠીક હાલતમાં હતું, પણ

પછી ધીમેધીમે બંદર તુટી ગયું ને વેપારીઓ પડી ભાગ્યા. આગળ તો રૂના વેપારી સાહેબો ગોઘે રહીને રૂ ખરીદ કરતા, ને દરિયાવાટે દેશાવર મોકલતા. મિશનનો નાનો બંગલો કોઈ રૂના વેપારી સાહેબનો બંધાવેલો હતો. પછી તેઓ જતા રહ્યા, ને તે બંગલો મિશનને અર્પણ કરી ગયા.

## ગોઘા ભાગીને ભાવનગર બંધાયું

આશરે સો સવાસો વર્ષ ઉપર ભાવનગર તો નાનું ગામડું હતું. તેનું નામ વડવા હતું. તેમાં માછી અને થોડાક કોળી લોકો રહેતા હતા. ઠાકોર સાહેબની ગાદી તો સિહોર નામના પાસેના મોટા ગામમાં હતી; પણ દરબાર ભાવસિંહજી પહેલાએ પોતાની ગાદી ત્યાં આણી મોટા મહેલો બંધાવ્યા; અને પોતાના નામ ઉપરથી તેને "ભાવનગર" નામ આપ્યું. તે વિષે બીજી કેટલીક દંતકથા મેં સાંભળી છે પણ તે બધી અહીં લખવી અસ્થાને છે. ધીમેધીમે ભાવનગરનું બંદર સુધર્યું, રેલ્વે થઇ, વહાણો ને આગબોટો પણ બંદરમાં આવવા લાગ્યાં. કહે છે કે ઇજનેર સીમ સાહેબે ભાવનગર રહીને સુધારો કર્યો. કીચડબોટથી બંદર ઉંડું કરવામાં આવ્યું. વેપારી લોકો આસપાસથી ને વિશેષ તો ગોઘાથી આવીને ભાવનગરમાં વસ્યા. એમ ગોઘા ભાગીને ભાવનગર બંધાયું. પણ તે પહેલાં ગોઘા બંદરની જાહોજલાલી બહુજ હતી. તે લંકા સુધી પ્રખ્યાતિ પામેલું હતું એ આ જુની કહેવત ઉપરથી સમજાશે: "લંકાની લાડી (કન્યા) ને ગોઘાનો વર." આ પરથી જણાય છે કે લંકાની છોડીઓ ગોઘામાં પરણાવવામાં આવતી હતી.

સને ૧૮૪૫ની સાલમાં મહે. રેવ. વોલેસ સાહેબ ગોઘે રહેવા આવ્યા. આયર્લાંડની બોર્ડે વોલેસ સાહેબની પ્રશંસા કરતાં આ વાક્ય વાપર્યું હતું કે, "રેવ. વોલેસ સાહેબ કરતાં બીજો કોઇ વધતો સારો માણસ મળી શકશે નહિ." અહા! બોર્ડનું એ વાક્ય તેમનાં વખાણ માટે પુરતું છે. હવે આ બન્ને સાહેબોએ ગોઘા મિશન જમાવવા, અને વધારવા માટે બહુએ વિચાર કર્યો, ને મહેનત પણ ઘણીએ કરી. ત્યાર પછી મેકી સાહેબ સ્વદેશ ગયા. તેમને બદલે સને ૧૮૪૫ માં મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબ ગોઘે નિમાયા.

એક વાર મહે. રેવ. વોલેસ સાહેબ અને બીટી સાહેબ મહુવા ડાઠા તરફ મુસાફરીએ ગયા હતા. પાછા આવતાં કરાડાના બીડમાં થઇને તેઓ

ગોધ્રે જતા હતા. ત્યારે મહેરબાન બીટી સાહેબે બીડને મધ્ય ભાગે (પીપળા તળે) ઘોડો થોભાવી વોલેસ સાહેબને કહ્યું, "જો આ જમીન (બીડ) આપણને મળે તો કેવું સારૂં! અહીં ગામ બાંધીએ, અને ગુજરાત ભણીથી ખ્રીસ્તીઓ લાવીને તેમાં વસાવીએ." વોલેસ સાહેબે કહ્યું, "એ તમારો વિચાર બહુ સારો છે." ગોધ્રે જઇને બન્ને સાહેબોએ મળી અરજી ઘડી કાઢી, અને કલેકટર સાહેબ ઉપર રવાના કરી. વોલેસ સાહેબે એ કામમાં ઘણી મહેનત ને મદદ કરી, કેમકે એ જગા ઘણીજ ઉજડ અને ભયંકર હતી. હાલમાં જે જગાએ વોલેસપુર ગામ બાંધેલું છે ત્યાં એક પીપળો હતો. તેના પર ચોરો ચઢીને વટેમાર્ગુઓને જોતા ને લૂટતા, અને એ પીપળા નીચે લૂટના ભાગ પાડીને વહેંચી લેતા. પણ હાલ ત્યાં "હર્ણહુટ" એટલે પ્રભુની ચોકી થઈ છે, એ તમે આગળ જતાં જોશો. મહે. બીટી સાહેબને તરત તો જમીન મળી નહિ, પણ પાંચ વર્ષ પછી મળી. ગુજરાત તરફથી પ્રથમ તો તેમણે એક બહુ કામેલ ને હુશિયાર કામદારની માગણી કરી.

## વોલેસપુર બંધાયું

વડોદરેથી મિ. છગનલાલ ભગવાનદાસને જ. વ. સ. ટેલર સાહેબે ગોધ્રે મોકલ્યા. વોલેસપુરમાં ઘરો વિગેરે બંધાવતાં બે વર્ષ વીતી ગયાં. સને ૧૮૭૨માં ગુજરાત તરફથી ખ્રીસ્તી ખેડુતો મંગાવીને તેમાં વસાવવામાં આવ્યા. તે ગામનું નામ મહે. રેવ. વોલેસ સાહેબના નામ પરથી "વોલેસપુર" પાડવામાં આવ્યું (વોલેસ સાહેબના સ્વદેશ ગયા પછી વિલ્યમ બીટી સાહેબે બંધાવ્યું), કેમકે એ બીડ રાખવામાં ને બીજી ઘણી ઉપયોગી સલાહ આપવામાં વોલેસ સાહેબે આગળ પડતો ભાગ લીધો હતો, તેમજ તેઓ ઘણાં વર્ષ સુધી ખાસ ગોધ્રા તથા તેની આસપાસ કામ કરનાર પણ હતા. જે ખેડુતો ત્યાં પ્રથમ વસવા ગયા તેમનાં મુબારક નામ આ જગાએ આપવાની ઘણી જરૂર છે; કેમકે તેઓ ગામના પાયાના પત્થર જેવા હતા. તેમના પ્રથમ આગેવાન તરીકે ગામનાં ઘરો બંધાવનાર મિ. છગનલાલ ભગવાનદાસ હતા, માટે તેમનું નામ પહેલું આપવું ઉચિત છે.

| નંબર | નામ | ક્યાંના વતની | ક્યાંથી ગયા | કુટુંબનાં માણસોની સંખ્યા |
|---|---|---|---|---|
| ૧. | છગનલાલ ભગવાનદાસ | ચલોડા | વડોદરા | ૬ |
| ૨. | અબ્દુલ રઝાક મુનશી સાહેબ | પોરબંદર | સુરત | ૧ |
| ૩. | ભીખાજી મોતીભાઇ | કરમસદ | બોરસદ | ૨ |
| ૪. | કહાનજીભાઈ મોતીભાઈ | ,, | ,, | ૧ |
| ૫. | જેરામભાઈ હરીભાઈ | બોચાસણ | રાણીપુર | ૨ |
| ૬. | સુલેમાનભાઈ ભૂધરભાઈ | અજલપુર | બોરસદ | ૨ |
| ૭. | રામભાઈ હીરાભાઇ | ઓડ | ,, | ૨ |
| ૮. | મુળજીભાઈ ભાઇજીભાઈ | ,, | રાજકોટ | ૩ |
| ૯. | દાનીયેલભાઈ મેઘજીભાઈ | ભુમલી | ,, | ૨ |
| | | | | ૨૧ |

પછી યોહાનભાઈ ગંગારામભાઇ ત્યાંના ઉપદેશક નિમાયા. તેમણે પંદર વર્ષ સુધી ત્યાં કામ કર્યું, એવું તેમણે પોતેજ મને કહ્યું હતું. પ્રથમ આ ભાઇઓમાં ભારે સંપ ને એકતા હતાં. જો કોઈ ભાઇ ગુજરાત ભણીથી મળવા કે સગેવહાલે ગયો હોય તો જેને ઘેર તે પ્રથમ ઉતર્યો હોય ત્યાંથી માંડીને દરેક ભાઈ એક પછી એક પોતાને ઘેર તેને જમવા નોતરેજ. એ એમની પ્રેમી રીત મેં પોતે પણ અનુભવી છે. ત્યાં રહેવા પ્રથમ નવ દસ કુટુંબ કે એકવીસ માણસ ગયાં, પણ ઇશ્વરકૃપાથી હાલ ત્રીસ કુટુંબો ને આસરે બસેં ઉપરાંત માણસની વસ્તી વધી ગઇ છે. વસ્તી વધી છે એટલુંજ નહિ પણ ઘરો, દેવળ, નિશાળ અને ઇસ્પીતાલ પણ થયાં છે. હાલ ત્યાં વ્યવસ્થિત મંડળી છે, એટલે ૧૯૧૩થી ત્યાં રેવ. રામસિંહ કહાનદાસ પાળક છે, ને એ વડીલો પણ છે.

## ગોધા મંડળી

ગોધા અને ભાવનગરમાં પણ કેટલાક ખ્રીસ્તીઓ હતા, પણ એ સર્વનાં નામોની યાદી મારી પાસે નથી. સને ૧૮૮૬માં હું ગોધે હતો ત્યારે તળગોધા મંડળીમાં કેટલાંક કુટુંબો હતાં, પણ તે માતુશ્રી બોરસદ

મંડળીનાં છોકરાંજ કામસર ગએલાં ને રહેલાં હતાં, તેમનાં નામ નીચે મુજબ :—

| નંબર | નામ | ક્યાંથી ગએલા | કુટુંબનાં માણુસોની સંખ્યા |
|---|---|---|---|
| ૧. | ડાહ્યાભાઇ દલાભાઇ, મિસ્ત્રી | બોરસદ | ૪ |
| ૨. | આશિષભાઇ દલાભાઇ, માસ્તર | ,, | ૩ |
| ૩. | યાકૂબભાઇ ગંગારામભાઇ, ,, | ,, | ૪ |
| ૪. | મુસાભાઇ વાલજી, ખેડુત | ,, | ૩ |
| ૫. | જીવાભાઇ મિસ્ત્રી, કંટ્રાક્ટર | | ૨ |
| ૬. | અયૂબભાઇ ભાણાભાઇ મહેતાજી, ઉપદેશક | | ૨ |
| ૭. | આશીર્વાદ ગંભીરભાઇ | બોરસદ | ૩ |
| ૮. | હીરા હરીભાઇ . | | ૪ |
| ૯. | કામદારો | | ૪ |
| | | | ૨૯ |

પછીથી ધીમેધીમે વધારો થયો ; મંદિર પણ થયું.

ગોધા મંડળીમાં એક બનાવ તે વખતમાં બન્યો, તે ખરેખર જાણવા જોગ છે. તે બનાવ એ હતો કે હીરાલાલ હરીભાઇ કરીને એક ખ્રીસ્તી કામદાર, જે પુસ્તકો વેચતો (કોલ્પોર્ટુર) ને સુવાર્તા પ્રગટ કરતો હતો, તે મજુરથી કે ગાડામાં ચોપડીઓની પેટીઓ લઇને લાંબી મુસાફરી કરતો. એકવાર તે કચ્છમાં ગયો. ત્યાં રૂા. ૨૦૦થી ૨૫૦ની ચોપડીઓ વેચીને તે પાછો આવતો હતો. છેક ભાવનગર સ્ટેટમાં તે આવ્યો. તેની સાથે એક ગાડું હતું. કોળીનો એક જુવાન છોકરો પણ તેની સાથે હતો. તે મુકામ પર રહેતો, અને ગડું, બળદ ને સામાન સંભાળતો, વખતે ખાવા પણ કરતો. તે વખતે આગગાડી ન હતી. તેઓ ઊંમરાળે (ભાવનગર નજીક) આવ્યા ને રાત પડી, તેથી ત્યાં તેમને રાત રહેવું પડયું. રાત્રે ચોરો તેને મારી નાખીને પૈસા લૂટી લઈ ગયા. એ ભાઇને પંચાતનામું વિગેરે કરીને બરવાળામાં દાટવામાં આવ્યો. છોકરો જીવતો રહ્યો, પણ તે તો "હું ઉંઘી ગયો હતો" એટલુંજ બોલતો હતો. કોઇએ

હેતુ થઇને આ કામ કર્યું હશે. તેની ઘણીએ શોધ ને તપાસ સરકારે અને આપણા ખ્રીસ્તી માણસોએ કરી પણ કંઇજ પત્તો લાગ્યો નહિ. તેમની વહુ બાઈ ઠમા મરાઠેણ હતાં. તેઓને એક દીકરો (પાઉલ) અને એક દીકરી (હાના) હતાં. તેઓને સંભાળ માટે છોડીઓની ઓર્ફનેજમાં સુરત મોકલી દેવામાં આવ્યાં. તેઓ અંત સુધી ત્યાંજ રહ્યાં હતાં. તે વિષે મેં ગોઘામાં બહુએ સાંભળ્યું કે મારનાર ખૂનીને પકડવા ઘણી મહેનત કરવામાં આવી. ગુપ્ત પોલીસો, વોલેસપુરના ખ્રીસ્તી સાધુ ને ફકીરવેશે ઊંમરાળા ને બરવાળા તથા તેની આસપાસનાં ગામડાંમાં ફર્યા, પણ કંઇજ પત્તો ના લાગ્યો. જે કોળીનો છોકરો હીરાલાલની સાથે હતો તે તો માત્ર ઉંઘી ગયાનુંજ કહેતો હતો. એ હીરા હરીની કબર ગોઘાના કબરસ્તાનમાં છે. તેમને બરવાળામાં દાટવામાં આવ્યા હતા. ત્યાંથી ઠમાબાઇએ પોતાના ધણીનાં હાડકાં મંગાવીને ઘોઘામાં દાટયાં, ને તેની ઉપર કબર ચણાવી ને આ લેખ લખ્યો કે, "હીરા હરી ઊંમરાળામાં મરાણો, ને બરવાળામાં દટાણો. તેનાં હાડકાં આ કબરમાં મૂકેલાં છે."

ગોઘામાં દરિયા નજીક મિશનનો મોટો બંગલો છે. સાહેબ અહીં રહીને ગોઘા, વાલેસપુર અને ભાવનગર મંડળીઓની સંભાળ રાખતા હતા ને હજીએ રાખે છે.

## (૨) સુરતમાં આઇ. પી. મિશન

લંડન મિશને આઇ. પી. મિશનને કુલ અખત્યાર આપી દીધો, તેથી આઇ. પી. મિશને સુરતમાં રહીને કામ ચલાવ્યું, તે બાબત હવે લખવામાં આવશે.

આઈ. પી. મિશનને હવે એક વિશાળ પ્રદેશમાં પોતાનું કામ શરૂ કરવાનો ભારે પ્રસંગ આવ્યો. એટલે આખા ગુજરાત અને કાઠિયાવાડની જુમ્મેદારી ને જવાબદારી આઇ. પી. મિશનને શિર આવી પડી. આ ચરોતર વિષે રેવ. રોબર્ટ જેફ્રે સાહેબે પોતાના પુસ્તકમાં એમ લખ્યું છે કે, "ખરેખર ચરોતર તો હિન્દની વાડી કે બગીચો છે." હા, હા, ("ચરો" = ચારો, "ત્તર" = ઉત્તમ કે તરતો) ચરોતર તો ફળફૂલ ને મેવાવાળો દેશ છે. કવિ દલપતરામ ડાહ્યાભાઇ કહી ગયા

છે કે, "શીઆળે સોરઠ શોભે, ઉન્હાળે ગુજરાત; ચોમાસે ઇડર શોભે, કચ્છડો બારે માસ" (શોભે). પણ કચ્છવાળા આપણા કામદારો કહે છે કે, "એકજ તાલુકા વગર કચ્છ બારે માસ શોભતો નથી." પણ ખરેખર ગુજરાત ઉન્હાળે તો શું પણ બારે માસ શોભાયમાન થઇ રહે છે, એમાં કંઇજ શક નથી. મુક્તિ ફોજના એક કપ્તાન સાહેબે કહ્યું કે, "જો ચરોતરમાં એક મહિનો હું સીમમાં રહું, ને ગામમાં ન આવું, ને કાંઈ અન્ન કે ખોરાક ના ખરીદું, તોપણ ચરોતરની સીમ (ઝાડપાલો) મને ભૂખે મરવા ના દે." દરેક ઋતુમાં કંઇ ને કંઇ ફળફૂલ (મોહુડાં), શાકભાજી, કેરી, રાયણાં હોયજ. છેવટે ડોડીની ડુંખો ખાઇને પણ દહાડો કાઢી શકાય. પોરબંદરમાં આપણા મિશનેરી સાહેબોને રહેવાના મકાન વગેરેની બહુ ભારે અડચણ પડવા માંડી હતી, ને કામ પણ આગળ ચલાવવું અસંભવિત હતું, તેથી પોરબંદર સ્ટેશન બંધ કરવાનો વિચાર થયો હતો; પરંતુ પ્રેસ્બિટેરી તથા બોર્ડની એમ કરવાની ઇચ્છા ન હતી. પણ એજ વખતમાં લંડન મિશન સોસાઈટીએ આઇ. પી. મિશનને સુરત મિશન આપવાની ઇચ્છા જણાવી, તેથી આપણા મિશનેરી સાહેબોની મુરાદ બર આવી. લંડન મિશને એવો વિચાર કર્યો કે અમે હિન્દના દક્ષિણ અને પૂર્વના પ્રદેશમાં કામ કરીશું, અને ગુજરાત તમને આપીશું. આ લંડન મિશનનાં સ્ટેશનો રાખવાની આપણા બોર્ડે પણ મંજુરી આપી. ત્યારે પોરબંદરથી રેવ. મંટગમરી સાહેબ અને રેવ. સ્પિયર્સ સાહેબને સુરત રહેવા ઠરાવ થયો. લંડન મિશને પોતાનું દેવળ, મહેલો મિશન હાઉસ અને છાપખાનું, વગેરે આપણા મિશનને સને ૧૮૪૭માં અર્ધું વેચાણ કરી આપ્યું (તેના હજારોહજાર રૂપિયા આપવા પડ્યા).

## શા માટે લંડન મિશને ગુજરાત છોડ્યું ?

લંડન મિશન વિષે બીજા પ્રકરણમાં ઘણું લખવામાં આવ્યું છે. પણ શા માટે તેણે આમ કર્યું હશે ? એનો છેવટનો ટુંક ખુલાસો અત્રે આપવાની જરૂર છે, જેથી વાંચકોની શંકાનું નિવારણ થાય.

લંડન મિશન સોસાયટીએ પ્રથમમાં પ્રથમ સને ૧૮૦૪માં સુરત મિશન ખોલ્યું હતું. તેના પહેલા મિશનેરીઓ રેવ. વિલ્યમ ફેવી સાહેબ, ને રેવ. જેમ્સ સ્કિનર સાહેબ હતા. આ બે મિશનેરીઓને જે મુસીબતો પડી તે

ઘણીજ અસભ્ય હતી. તે વખતે ગુજરાતી ભાષાનું વ્યાકરણ તો નામે હતુંજ નહિ, તેથી બોલાતી ભાષા ઘણીજ અશુદ્ધ હતી. વળી સુવાર્તાનું ભાષાંતર થયું ન હતું, તેમજ કરવું બહુજ કઠણ હતું, અને ડોક્ટર કેરી સાહેબનું બંગાળી ભાષાંતર બહુ ઉપયોગી થઇ પડે એવું ન હતું. ભાષા બંગાળી ને લિપિ બાળબોધ હતી, તેથી ૧૮૧૭ સુધી તેમણે ધીરજ રાખી. પછી તેમણે ગુજરાતીમાં ભાષાંતર કરવાનો આરંભ કર્યો, ત્યારે વળી છાપખાનાની ભારે હરકત આવી પડી. મુંબઇમાં છાપખાનું હતું ખરૂં, પણ દરરોજની ટપાલ કે આગબોટ ન હતી. તપાસવાનાં પ્રુફ જતાંઆવતાં એક મહિનો લાગતો. તેથી તેમને ૧૮૨૦માં પોતાનું છાપખાનું લાવવાની જરૂર પડી, ને મંગાવ્યું પણ ખરૂં. આ આણેલા પ્રેસમાં રેવ. સ્કિનર સાહેબે ઉપરીપણાનું કામ હાથ ધર્યું. તેમણે બહુજ કાળજી રાખીને ઘણી સખત મહેનત ઉઠાવી. કામ ધમધોકાર ચાલ્યું, પણ અરેરે! કમભાગ્યે રેવ. સ્કિનર સાહેબ ૧૮૨૦ના અકટોબર માસમાં આ ફાની દુનિયા છોડીને સ્વર્ગવાસી થયા. ૧૮૧૩માં મુંબઇ મધ્યે બાયબલ સોસાયટીની શાખા ખોલવામાં આવી. તેનું કામ આપણા પ્રેસના કામ સાથે જોડવામાં આવ્યું. ૧૮૩૦થી તે ૧૮૪૦ સુધી બૈબલના ભાષાંતરનું કામ કરવામાં આવ્યું. ગ્રીક ને હેબ્રી ભાષા કરતાં હિન્દુસ્તાનની હિન્દી ભાષા પ્રત્યે વધારે વલણ રાખીને તરજુમો કરવામાં આવ્યો. એ કામ કરવામાં એક હિન્દુ મંછારામ કરીને મદદગાર હતા. સને ૧૮૪૧માં રેવ. જેમ્સ ગ્લાસગો સાહેબ આ ભાષાંતરની સમિતિમાં જોડાયા. ત્યાર બાદ પારસી ગુજરાતીમાં ભાષાંતર કરવા માટે રેવ. ધનજીભાઈ નવરોજજી તથા રેવ. હોરમસજી પેસ્તનજીએ એ કામ હાથ ધર્યું. એ તરજુમો જોડાક્ષર વગર છુટા અક્ષરોમાં કરવામાં આવ્યો હતો. તે ભાષાંતર ૧૮૫૨માં પૂરૂં થયું અને પૂરૂં છપાઇ પણ રહ્યું. એ લંડન મિશનનું સહુથી છેલ્લામાં છેલ્લું કામ હતું.

હવેથી સુરત, રાજકોટ અને ગોધા એ ત્રણ આઇ. પી. મિશનનાં મુખ્ય સ્ટેશન થયાં. એ અરસામાં પાદરી સાહેબોએ અને દેશી ખ્રીસ્તી કામદારોએ ઘણાં પુસ્તક બહાર પાડ્યાં; અને પ્રભુનું કામ તન, મન અને ધનથી આગળ ને આગળ ચલાવ્યું. એ વખતે દેશી ખ્રીસ્તીઓમાં પ્રખ્યાત ગ્રન્થકર્તા પારસી મર્હુમ રેવ. બેરામજી મનચેરજી મલબારી હતા. વળી મુનશી

અબ્દુલ રહેમાન સાહેબ તથા છગનલાલ ભગવાનદાસે પણ કેટલીક ઉપયોગી ટ્રાકટો રચી પ્રસિદ્ધ કરી. કેળવણીખાતામાં મિશનેરીઓને અગ્રેસર ગણવામાં આવ્યા, કેમકે કેળવણી આપવાનું કામ મિશનેરી લોકેજ હિન્દમાં પ્રથમ શરૂ કર્યું. તે કામ કરવામાં ને કરાવવામાં રેવ. વિલ્યમ ફ્રેવી, ડા. ડફ, વિલ્યમ ગ્લાસગો અને રેવ. રોબર્ટ મંટગમરી સાહેબ પ્રસિદ્ધ છે. ત્યાર બાદ ત્રીસ વર્ષે સરકારે પણ કેળવણીખાતું ખોલ્યું; અને બીજા જે કોઇ કેળવણી આપે તેમને સરકાર તરફથી ગ્રાંટની મદદ મળવા લાગી. સુરત, ગોઘા ને રાજકોટમાં ગુજરાતી મિશન શાળાઓ ખોલવામાં આવી. પ્રથમ સુરતમાં અંગ્રેજી હાઇ સ્કુલ સ્થાપન કરવામાં આવી, ને તેનું કામ બહુ ધમધોકાર ચાલવા લાગ્યું. પછી આગળ જતાં અમદાવાદમાં પણ અંગ્રેજી હાઇ સ્કુલ કાઢવામાં આવી. આવી રીતે જ્યાં જ્યાં મિશનેરીઓ ગયા ત્યાં ત્યાં તેઓએ ઘણીક ગુજરાતી શાળાઓ ને કન્યાશાળાઓ સ્થાપી. શહેરોમાં એટલુંજ નહિ, પરંતુ ગામડાંમાં પણ મિશનેરીઓએ નિશાળો ખોલી ને ગરીબોને (અંત્યજવર્ગને પણ) વિદ્યાનો લાભ પમાડયો. મિશન શાળામાં શીખેલા વિદ્યાર્થીઓમાંના ઘણાક તો પ્રખ્યાત કામદારો ને હોદ્દેદારો નીકળ્યા. તેનાં મુખ્ય ત્રણ કારણો નીચે મુજબ છે:—(૧) બીજી નિશાળો કરતાં મિશન નિશાળોમાં વિદ્યાર્થીને તથા માબાપને શિર ખરચનો બોજો ઘણો ઓછો હોય છે. ગરીબ અને શ્રીમંત બન્ને સરખો લાભ લઇ શકે છે. (૨) ધર્મનું અને નૈતિક શિક્ષણ મળી શકે છે, તેથી તેઓ માનસિક ધર્મ સારી પેઠે સમજે છે. (૩) બધી જાતનું શિક્ષણ આપવામાં આવે છે, શિક્ષકો ને ઉપરી અધિકારીઓ પ્રીતિવાન ને નિઃસ્વાર્થી હોય છે. એ વિગેરે બીજાં ઘણાં કારણોને લીધે વિદ્યાર્થીઓ બહુજ બાહોશ નિવડે છે, ને સર્વ પ્રકારના કામકાજમાં સારી ફતેહ મેળવે છે. આ મિશન નિશાળોમાં વિદ્યા ને ધર્મની વાતો શિખવવામાં આવે છે. વિદ્યા તો ઘરેણાં કે સોનારૂપાની જણસરૂપ છે, પણ ધર્મ તો વસ્ત્રરૂપી છે. ઘરેણાં વગર તો ચાલે, પરંતુ વસ્ત્રમાં તો છેવટે પોતડી વગર પણ ન ચાલે. નરી જણસો પહેરીને કંઇ બહાર ન ફરી શકાય, પરંતુ એક ચડી કે પોતડી પણ પહેરી હોય તો તે બહાર ફરી શકે. પ્રભુની સુબીકરૂપી વસ્ત્ર વિના એકલી વિદ્યા કોઇ માણસને ઉંચ પદવીએ પહોંચાડી કે ટકાવી રાખી ન શકે, પણ ધર્મ તો તેને માનવંત કરી શકે.

આ માન તો તેનું ઘર પૂછતું પૂછતું આવે. ખરી વાત છે કે ઘરેણાં ને વસ્ત્રથી માણસ વધારે શોભે છે, પણ વિદ્યા ને ધર્મથી માણસ અધિક દેદીપ્યમાન દીસે છે. રેવ. જ. વ. સ. ટેલર સાહેબનું એક પદ સાંભળો :

"ધર્મ વિના વિદ્યા વૃથા, વિદ્યા ફોક ઇલાજ;
જો પહેરો વસ્ત્ર ધર્મનું, તો પામો સુખનો તાજ."

મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબે પણ સને ૧૮૬૫માં ગોઘાની આસપાસનાં ગામડાંમાં ઘણી નિશાળો ઉઘાડી. ઘણાં વર્ષોથી ચાલતી જુની નિશાળો આજ સુધી ટકી રહેલી છે. મિશન શાળાઓમાં ગુજરાતી અને અંગ્રેજી શીખીને જેઓ બહુ ઉંચે હોદ્દે ચઢી ગયા છે તેઓ મિશનનો બહુ આભાર માને છે. વળી મિશનેરીઓ પણ પોતાની શાળાઓમાં શીખેલાંને સારાં સર્ટિફીકેટ ને ભલામણપત્રો આપીને અંગ્રેજી રાજમાં તેમજ રાજારજવાડામાં પણ મોટી મોટી જગાઓ અપાવી સુખી કરે છે, કર્યા છે ને કરશે. તેથી લોક ચાહીને પોતાનાં છોકરાંને મિશન શાળાઓમાં ભણાવે છે.

હવે સુરત મંડળીની વાત પુરી કર્યા પહેલાં ત્યાંના સભાસદોનાં નામો આપવાની જરૂર છે. દલગીર છું કે પહેલાં પાંચ કુટુંબ સિવાય બીજા કોઇ કુટુંબનાં માણસોની સંખ્યા આપેલી નથી, ને તેની નોંધ મને મળી પણ નથી; તેથી મુખ્ય ઘરધણીનું નામ, ને તે સુરતમાં કયા પરાનો રહેવાસી હતો એટલુંજ માત્ર જણાવેલું છે. કદાપિ કુટુંબનાં બીજાં માણસો ખ્રીસ્તી નહિ થએલાં હોય કે કેમ તે હું જાણતો નથી.

## સુરતના જુના (પ્રથમ) ખ્રીસ્તીઓ

| નંબર | નામ | રહેવાનું સ્થળ | કુટુંબનાં માણસોની સંખ્યા |
|---|---|---|---|
| ૧. | મુનશી અબ્દુલ્લ રહેમાન સાહેબ | પોરબંદર | ૬ |
| ૨. | દેવસિંગ ભગવાનજી | ,, | ૧ |
| ૩. | ફકીરચંદ ભૂલાભાઇ (ગરબાવળીના પ્રથમ કર્તા) | મુંબઇ | ૪ |
| ૪. | ગોસાંઇ મકનભાઇ | સુરત | ૪ |

| નંબર | નામ | રહેવાનું સ્થળ | કુટુંબનાં માણસોની સંખ્યા |
|---|---|---|---|
| ૫. | રામદાસ ધનજીભાઇ | બોરસદ | ૪ |
| ૬. | ભાણાભાઇ રતનભાઇ (મહેતા) | સુરત (ટુંકીપરૂં) | |
| ૭. | દેવજી રતનભાઇ મહેતાજી | ,, ,, | |
| ૮. | રામભાઇ કલ્યાણ | ,, ,, | |
| ૯. | ઇચ્છા નાગજી (ખુંધા) | ,, ,, | |
| ૧૦. | કાળીદાસ શીવાજી | ,, (ચોક) | |
| ૧૧. | ભીખાજી ખાંડાજી | ,, ,, | |
| ૧૨. | ખીમાભાઇ રામાભાઇ | ,, ,, | |
| ૧૩. | તૈયબઅલી (વોહોરા) | ,, ,, | |
| ૧૪. | પ્રેમાભાઇ મીઠાભાઇ | ,, (ચડીયાકુઇ) | ૪ |
| ૧૫. | લખાભાઇ જેઠાભાઇ | ,, (ભૂતિયાબુરૂજ) | |
| ૧૬. | માનાભાઇ રામાભાઇ | ,, (ટુંકીપરૂં) | |
| ૧૭. | દાનાભાઇ રામાભાઇ | ,, (ચોક) | |
| ૧૮. | કાનાભાઇ રામાભાઇ | ,, ,, | |
| ૧૯. | ફકીરભાઇ લાલાભાઈ | ,, (કોટ) | |
| ૨૦. | અરજુનભાઇ લાલાભાઇ | ,, (ગોવાળીયા ફળિયું) | |
| ૨૧. | નરોત્તમદાસ ત્રીકમદાસ | ,, | ૪ |
| ૨૨. | રામા પરશોત્તમભાઇ | અમદાવાદ | ૫ |
| ૨૩. | મકનભાઇ ડાહ્યાભાઈ | સુરત (ટુંકીપરૂં) | |
| ૨૪. | કરશન દેવજી (મહેતાજી) | ,, (ઘાસ્તીપરૂં) | |
| ૨૫. | બીજલભાઇ ડાહ્યાભાઇ | ,, (ટુંકીપરૂં) | |
| ૨૬. | રામા મુળજી | ,, ,, | |
| ૨૭. | હર્ખા માવજી | ,, ,, | |
| ૨૮. | મોતીભાઇ ગોવિંદભાઈ | ,, (કોટ) | રાજકોટમાં ખ્રીસ્તી થએલા |
| ૨૯. | હાંસજી કલ્યાણભાઇ | ,, (ભાગાતળાવ) | |

ઉપર લખેલા માણસોનાં કુટુંબની કંઇજ સંખ્યા લખેલી નથી, પણ નંબર

પાંચમા સુધીની સંખ્યા આપેલી છે, અને તે ઓગણીસની થાય છે. બીજી જે આપેલી છે તે સત્તરની છે, એમ કુલ્લે છત્રીસ થાય. પણ બીજા કેટલાક નવા બાપ્તિસ્મા પામ્યા ત્યાં સુધી રિપોર્ટમાં સુરતની મંડળીમાં કુલ્લે ત્રેસઠની સંખ્યા હતી (સને ૧૮૬૫–૬૬માં), એમ મહુંમ છગનલાલ કહેતા હતા.

આઇ. પી. મિશનના હાથમાં લંડન મિશન આવ્યા પહેલાં સુરત શહેરમાં લંડન મિશનના બે મિશનેરીઓ રહેતા હતા. તેમણે પ્રથમ વડોદરા તરફના ચાર ઉમેદવારોને બાપ્તિસ્મા આપ્યું હતું, એટલે (૧) ગીરધર રૂપજીભાઇ, (૨) કુબેર જીવણ, (૩) દલાભાઇ વજેસિંગ, ને (૪) બેચરભાઇ અમરસિંગ.

એ અરસામાં ફુલાવર સાહેબ માંદા થયા તેથી તેમને લંકા જવું પડયું. ત્યાંથી ૧૮૪૬માં તેઓ ઇંગ્લાંડ ગયા. ત્યાં એકાદ વર્ષ જીવીને તેઓ મરણ પામ્યા. હવે કલાર્કસન સાહેબ એકલાજ રહ્યા. પણ ખરૂં જોતાં તો તેઓ એકલા ન હતા, કેમકે સર્વશક્તિમાન પ્રભુપિતા તેમનો હાજરાહજુર સહાયકારી હતો. તેની સાબિતી એ કે, સુરતમાં એકજ વર્ષમાં ત્રેસઠ માણસનું બાપ્તિસ્મા થયું. જ. વ. સ. ટેલર સાહેબ કે જે ગુજરાતી ભાષામાં, કવિતામાં અને કામ કરવામાં બહુજ કાબેલ હતા તેઓ સને ૧૮૪૬માં વડોદરે આવ્યા. કામ કરવામાં હિન્દુ ધર્મનું જ્ઞાતિબંધન તેમને બહુ નડ્યું, એટલે સુધી કે, થએલા ખ્રીસ્તી ને પ્રભુભોજનના સભાસદો પણ કેટલીક વાર પાછા હઠી ગયા, ને જઇને પોતાની જ્ઞાતિમાં મળી ગયા. એ બધી વાતો તો પાછળના પ્રકરણમાં આવી ગઇ છે માટે અત્રે ફરી કહેવાની જરૂર નથી. ત્યાર પછી બોરસદ, દેવાણ અને અમદાવાદમાં આઇ. પી. મિશને પોતાનું કામ ઘણી હિમ્મતથી શરૂ કર્યું. પ્રથમ બોરસદના ખાસીવાડીમાં માત્ર પાંચજ કુટુંબ હતાં, ને તેમાં અઢાર માણસની વસ્તી હતી. આ અરસામાં "વડોદરા મિશન" એ નામ બદલીને તેનું "મહીકાંઠા મિશન" એ નામ મહે. રેવ. જ. વ. સ. ટેલર સાહેબે રાખ્યું. સને ૧૮૫૧માં માજી જ. વ. સ. ટેલર સાહેબના હાથમાં બોરસદ ને દેવાણ સ્ટેશન આવ્યાં, પણ આ કામના સુપ્રસંગમાં એક બહુ દુઃખની બીના બની; એટલે જ. વ. સ. ટેલર સાહેબનાં માનવંત મડમ સાહેબ, જે કામમાં બહુજ હુશિયાર, કાબેલ ને ખંતીલાં હતાં ને સાહેબને કામમાં બહુ મદદ આપતાં હતાં, તે અહીંજ માંદાં થઇને અકસ્માત મરણ પામ્યાં. આ બનાવથી સાહેબને તથા આખી મંડળીને ભરે દુઃખ

થયું, પણ આ દુઃખના વખતમાં પ્રભુએ તેમને મદદગારો આપ્યા, એટલે ગંગારામ દયાળજી, દેશાઇભાઇ ખોજીદાસ ને ગીરધરભાઈ રૂપજી. એ ત્રણ જણે સાહેબને કામમાં ઘણીજ મદદ આપી. એ ત્રણેને ટેલર સાહેબે મહીકાંઠાના હેવાલમાં "ગુજરાતના પ્રેરિતો" એવું નામ આપ્યું છે. આ વખતમાં દેશાઇભાઈ, ગીરધરભાઈ, ગંગારામ અને વાલજી બેચરદાસ, એમણે પોતાની સાથે કોઇ ખ્રીસ્તી ખેડુતનું ગાડું રાખીને બહુ લાંબી લાંબી મુસાફરીઓ કરી. રજપૂતાના, માળવા, મેવાડ, કાઠિયાવાડ અને કચ્છ સુધી ફરી ફરીને તેઓએ ઉપદેશ કર્યો, ને પુષ્કળ પુસ્તકો વેચ્યાં. ગીરધરભાઇએ મને કહેલું કે, હજાર ઉપરાંત રૂપિયાની ચોપડીઓ અમે વેચી લાવતા.

હવે આપણે લંડન મિશનને છેલ્લી સલામ કરીશું, કેમકે ગુજરાતમાંનું બધું મિશનકાર્ય આઇ. પી. મિશનને સોંપી દઇને હવે તેઓ ચાલ્યા ગયા. તે વખતમાં બાપ્તિસ્મા પામેલાં કુલ ૧૩૦ હતાં; તેમાં ત્રણ ચાર તો પ્રખ્યાત ઉપદેશકો ને એક બે સારા માસ્તર હતા. તે વખતમાં ઘરડા ઘરડા બધા સાંજે ચોરામાં ભેગા થઇ બેસતા ને હુક્કો ગગડાવતા હતા. પછી કામદાર આવીને ઘંટ વગાડતો કે તરત ત્યાંજ (ચોરામાંજ) બૈરાંછોકરાં ભેગાં થઇને પ્રાર્થના કરતાં. તે વખતે દેવળ ન હતું, પણ ખાસીવાડીમાં નાળા પાસેની ઓળમાં જે પહેલું ઘર છે તેમાં દર રવિવારે પ્રાર્થના થતી હતી. પણ પછી મેજર રોબર્ટ વોલેસ સાહેબ, જેઓ વડોદરા કાંપમાં બ્રિટિશ રેસિડેન્ટ સાહેબ હતા, તેમણે ૧૮૬૧થી તે ૧૮૬૩ સુધીનાં બે વર્ષમાં દેવળ બાંધવાના બધા પૈસા પૂરા કરી આપ્યા. તે પૈસાથી જ. વ. સ. ટેલર સાહેબે ખાસીવાડીની પૂર્વ દિશાએ મંદિર બાંધ્યું. તે પૂર્વ પશ્ચિમ લાંબું હતું, ને ઘંટની દેવડી તથા દેવળનો દરવાજો પૂર્વ તરફ હતો. બોધાસન પશ્ચિમે હતું. એ દેવળ જ્યારે નાનું પડવા લાગ્યું ત્યારે મહુર્મ રેવ. રોબર્ટ હેન્ડરસન સાહેબે તેને ઉત્તર દક્ષિણ વધારીને બહુ મોટું તથા ઘણુંજ સુંદર બનાવ્યું (૧૯૦૭માં પુરૂં થયું). વળી અર્થદર્શક ચિન્હો પત્થરોમાં કોતરાવીને તેની બારીઓ બનાવવામાં આવી. એ પત્થર અમનગર (હાલ હિમ્મતનગર)થી મંગાવીને મહે. રેવ. જે. એસ. સ્ટીવનસન સાહેબે પરાંતિજમાં કોતરાવ્યા, અને જતનથી પેટીઓમાં ઘાલીને બોરસદ મોકલ્યા,

અને જાતે આવીને ગોઠવી આપ્યા. આ મોટું ને ઘણું સુંદર મંદિર તથા તેનો ઉંચો ભવ્ય મિનારો જેને મન હોય તે આવીને જુએ. વળી મોટા (રોબર્ટ) ગિલેસ્પિ સાહેબની કબર આ મંદિરની દક્ષિણે છે, તે જોવાજોગ છે. અરેરે! આ સુંદર મંદિરનો બાંધનાર હેન્ડરસન હીરો, હા, ઓલીયો રાજા, હાલ સ્વર્ગી મંદિરમાં ગાયન કરે છે.

## અમદાવાદ અને રાણીપુર

સને ૧૮૫૧ની સાલમાં જયારે પ્રથમ આઇ. પી. મિશને અમદાવાદની મુલાકાત લીધી ત્યારે ત્યાં એક અંગ્રેજી નિશાળ, ચાર ગુજરાતી નિશાળો ને એક કન્યાશાળા ચાલતી હતી. ડોકટર ગ્લાસગો સાહેબે ને રેવ. મેકી સાહેબે ત્યાં મિશનમથક સ્થાપવાનો સુનિશ્ચય કર્યો. સને ૧૮૫૫માં રેવ. ડનલોપ ને રેવ. મૂર સાહેબ વિલાયતથી પધાર્યા. મૂર સાહેબની નિમણુક અમદાવાદ થઇ. અમદાવાદની નજીક દક્ષિણે ચારેક ગાઉ ઉપર તેઓએ જમીન રાખી. અહીં ખ્રીસ્તી લોકોને માટે તેઓ પરૂં બંધાવવાનો વિચાર કરતા હતા, અને જેમ બને તેમ તે જલદી પૂરૂં થાય એવી કાળજીપૂર્વક કોશીશ તેઓ કરતા હતા. તેઓએ સરકાર પાસેથી જમીન મેળવવાની અરજી કરી. તે જમીન શાહવાડી ગામ નજીક ૩૦૦ એકર છે, તેની કિમ્મત રૂા. ૫,૦૦૦ થઇ. મિશને તે રાખી લીધી. તેમાં પ્રથમ બોરસદથી ટેલર સાહેબે તેર કુટુંબોને ત્યાં વસવા મોકલ્યાં. તે તેર કુટુંબોનાં કુલ માણસો છપ્પન હતાં. માજી મહારાણી વિક્ટોરિયાના શાંતિ ભરેલા અમલમાં આ પરૂં બાંધવામાં આવ્યું, તે પરથી તેનું નામ "રાણીપુર" પડ્યું. એ તેર કુટુંબો બોરસદથી બળદગાડાંમાં રાણીપુર ગયાં. તેઓએ પોતાને માટે રહેવાનાં ઘરો, કુવા પાવટાં વગેરે તૈયાર કર્યાં, જમીન સુધારી, અને ખેતીનું કામ હાથ ધર્યું. ખ્રીસ્તી થવાથી બધી જાતના લોક, અને બધી જાતના ધંધાનું બરાબર ઐકય થઇ શકે છે, તેનો આ એક જાણવાજોગ નમુનો છે. અમદાવાદ કે રાણીપુરમાં હજી દેવળ ન હતું, પણ દિલ્હી દરવાજા બહાર એક મકાન (જુની નિશાળ) હતું, તેમાં દર રવિવારે પ્રાર્થના થતી હતી. પછી માજી રેવ. જ. વ. સ ટેલર સાહેબની માગણીથી બોર્ડે દેવળ માટે રૂા. ૧,૫૦૦ની મંજુરી આપી. વળી અમદાવાદમાં મિશન હાઇ સ્કુલ સ્થાપવાના ઇરાદાથી મહે. રેવ. મૂર સાહેબે

એક મકાન ભાડે રાખી હાઇ સ્કુલની અજમાયશ કરી જોઇ કે તે ચાલે છે કે કેમ. તેઓએ અંગ્રેજી ભણાવવાનું કામ શરૂ કર્યું. ૧૮૬૭ના એપ્રિલ માસમાં એ નિશાળમાં સો ઉપરાંત વિદ્યાર્થીઓ ભણતા હતા. વળી એજ અરસામાં ગોધા ભણી પણ કેટલીક ગુજરાતી નિશાળો ખોલવામાં આવી.

અમદાવાદની આપણી હાઇ સ્કુલને મુંબઇના વિશ્વવિદ્યાલયની સાથે જોડી દેવામાં આવી. આ વખતે મુંબઇના વિશ્વવિદ્યાલયમાં ડૉ. ગ્લાસગો, રેવ. મંટગમરી અને જ. વ. સ. ટેલર સાહેબ, એ ત્રણ સાહેબોને "ફેલો" (Follow)ની પદવી મળી હતી. ૧૮૬૬માં મૂર સાહેબ રજા લઇને સ્વદેશ ગયા, ત્યારે જ. વ. સ. ટેલર સાહેબના હાથમાં અમદાવાદ અને રાણીપુર આવ્યાં. બોરસદમાં મહે. રેવ. જી. ટી. રે સાહેબની નિમણુક થઇ. આ અરસામાં જી. ટી. રે સાહેબે રજપૂતાના તરફથી અનાથ છોકરાં મંગાવ્યાં, કેમકે ૧૮૬૬–૬૭માં (સવંત ૧૯૨૫–૨૬) રજપૂતાનામાં ભારે દુકાળ હતો. આ આવેલાં છોકરાંને ભણાવીગણાવી હુશિયાર કરી કામે લગાડવામાં આવ્યાં.

## રાણીપુર

પાછી અમદાવાદની વાત સાથે રાણીપુરની વાત આવી ગઇ છે, તેથી તે વિષે ફરીફરીને લખવાની જરૂર નથી, પણ તેમાં વસવા જે ગૃહસ્થોને મોકલવામાં આવ્યા હતા તેમનાં મુબારક નામોની યાદી લખવાની ખાસ જરૂર છે. એ કુટુંબનાં માણસોની કુટુંબવાર સંખ્યા લખેલી નથી, કારણ કે ખાસીવાડીનાં કુટુંબોની યાદીમાં તે આપવામાં આવી છે (જુઓ બોરસદની વસ્તી).

| નંબર | નામ | |
|---|---|---|
| ૧. | અજુભાઇ બાપુજી | કુટુંબ સુદ્ધાં |
| ૨. | જેસીંગભાઇ દેશાઇભાઇ | ,, |
| ૩. | ભાઇજીભાઇ ખુશાલભાઇ | ,, |
| ૪. | બેચરભાઇ અમરસિંગ | ,, |
| ૫. | ગબડભાઇ બાવજીભાઇ | ,, |
| ૬. | રાઇજીભાઇ અમિદાસભાઇ | ,, |
| ૭. | કાભાઇ દલ્લાભાઇ | ,, |

| નંબર | નામ | |
|---|---|---|
| ૮. | ફકીરભાઇ પરશોત્તમભાઇ | કુટુંબ સુદ્ધાં |
| ૯. | બાજીભાઇ જીવાભાઇ | ,, |
| ૧૦. | બીજલભાઇ નારસિંગભાઇ | ,, |
| ૧૧. | ગલ્લાભાઇ બાધરભાઇ | ,, |
| ૧૨. | કાળીદાસ બેચરભાઇ | ,, |
| ૧૩. | ભગવાનભાઇ ગોબરભાઇ | ,, |
| | કુલ્લ | ૫૬ |

(બોરસદની યાદીમાં એમનાં કુટુંબનાં માણુસોની સંખ્યા છે ખરી, પણ કંઇ વધઘટ થઇ હોય તો ? તેથી અહીં તે લખેલી નથી.)

### અધિક અગ્રેસરોનું આગમન

વહાલાં ખ્રીસ્તી ભાઇબહેનો, તમને અસલ મંડળીની વાતો વાંચવા બહુ ગમે છે એવું મેં સાંભળ્યું છે. વળી આ વાતોમાંની ઘણીખરી ૧૯૧૩–૧૪ના સાલના "સત્યોદય"માં છપાઇ હતી. તે જેટલા અગ્રેસરોએ વાંચી તેઓએ તથા અન્ય ખ્રીસ્તી મિત્રોએ મને આગ્રહ કર્યો કે આ વાતો પુસ્તકરૂપે બહાર પાડો કે બધાં તે લઇને વાંચી શકે.

મહે. રેવ. ડૉ. ગ્લાસગો સાહેબ સાઠ વર્ષની વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હોવાથી તથા તેમનાં મડમ સાહેબના મંદવાડને લીધે સ્વદેશ સીધાવ્યા. મેક્ગ્રી સાહેબ પણ વૃદ્ધાવસ્થા અને માંદગીને કારણે સને ૧૮૬૪–૬૫માં સ્વદેશ ચાલ્યા ગયા. ડૉ. ગ્લાસગો સાહેબે ચોવીસ વર્ષ સુધી તન, મન ને ધન ખરચીને કામ કર્યું, અને રેવ. મેક્ગ્રી સાહેબે તેવીસ વર્ષ મિશનના એક સ્તંભ તરીકે રહીને કામ બજાવ્યું. હવે ૧૮૬૬ને અંતે જુના મિશનેરીઓમાંથી માત્ર રેવ. રોબર્ટ મંટગમરી સાહેબ એકલાજ આ દેશમાં કામ કરવા રહ્યા. સને ૧૮૫૫માં મૂર સાહેબના આવ્યા પછી દસ વર્ષ સુધી આયર્લાંડથી કોઇ મિશનેરી સાહેબ આ દેશમાં આવ્યો ન હતો. ૧૮૬૪ની સાલે મિશન બોર્ડના સેક્રેટરી ડોકટર મોર્ગન સાહેબને એમ લાગ્યું કે, હવે જાગૃત થએલા હિન્દને માટે વધારે કામદારોની ખચીત ખરી જરૂર છે. તેથી તેમની સલાહથી મિશન બોર્ડે રેવ. વિલ્યમ ડિક્ષન,

એમ. એ., તથા રેવ. ટી. એલ. વેલ્સ, બી. એ., એ બે સાહેબોને ગુજરાતમાં મોકલ્યા. ડિક્ષન સાહેબને સુરતમાં મિશન હાઇસ્કુલનું કામ સોંપવામાં આવ્યું. વેલ્સ સાહેબની નિમણુક મેકી સાહેબની જગાએ થઇ. તે વખતે આગગાડી નહોતી. વેલ્સ સાહેબ ઊંટ પર બેસીને આઠ દિવસની મુસાફરી કરી રાજકોટ પહોંચ્યા. ૧૮૬૯ સુધી રાજકોટનું કામ વેલ્સ સાહેબના હાથમાં રહ્યું. સુરતની હાઇસ્કુલની બાબતમાં કેટલોક વાંધો ઉઠયો. એ અરસામાં ડોકટર વિલ્સનની કોલેજનો એક પારસી વિદ્યાર્થી ખ્રીસ્તી થયો. તેનું નામ બેરામજી કેરસાજી હતું. સુરત મિશન હાઇ સ્કુલમાં એક હિન્દુ હેડ માસ્તરને બદલે મિ. બેરામજી કેરસાજીને રાખવામાં આવ્યા. કાઢી મુકાએલા હિન્દુ હેડ માસ્તરે આપણી વિરૂદ્ધ જુદી હાઇસ્કુલ સ્થાપી; ને તે કેટલાક છોકરાને તાણી લઇ ગયો, પણ પછી તેનું કામ સરકારી વિદ્યાધિકારીએ બંધ કર્યું. આ બેરામજી કેરસાજી સારા ગ્રંથકાર ને કવિ હતા. "કાવ્યાર્પણ"માં હાલ સુધી તેમનાં બે ગીતો છે: "મિષ્ટ ભજનકાળ" અને "કામ વિના બેઠો છે તું રે." એ ગીતોની નીચે "બે. કે." છે. બેરામજી કેરસાજી એજ બે. કે.

એ અરસામાં કેળવણીખાતા સંબંધી સરકાર તરફથી નવો કાયદો બહાર પડયો, તેથી મિશન શાળાઓને સરકાર તરફથી ગ્રાંટની મદદ મળવા લાગી. આથી ડિક્ષન સાહેબને ઘણોજ આનંદ થયો. કેમકે ગ્રાંટ મળ્યાથી છોકરાંની ફી ઘટાડી શકાશે, તેથી ઘણા છોકરા નિશાળમાં આવશે એટલુંજ નહિ, પણ વધારે સારા શિક્ષકો પણ રાખી શકાશે, એવી તેમની આશા હતી. તેમનો વિચાર એવો પણ હતો કે જો સરકાર તરફથી પૌંડ ૧૦૦ (રૂા. ૧,૦૦૦) મળે તો ઘણું સારૂં. પણ પહેલેજ વર્ષે પૌંડ ૧૬૦, અને બીજે વર્ષે પૌંડ ૨૨૮ મળ્યા! આટલી મોટી રકમ સરકાર તરફથી સુરત મિશન હાઇસ્કુલને મળી એ કેટલી બધી ખુશીની વાત! પરંતુ યાદ રાખવું કે આપણા દરેક મિશનેરી ગમે તે પ્રકારનાં જુદાંજુદાં કામો ચલાવે તોપણ તેઓનું મુખ્ય કામ ધર્મપ્રચારનું છે, એ તેઓ કદી ભૂલી જતાજ નથી, કેમકે ખાસ ધર્મનુંજ કામ કરવા તેઓ આ દેશમાં આવ્યા છે. મહે. રેવ. ડિક્ષન સાહેબ હુશિયાર શિક્ષક હતા એટલુંજ નહિ પણ તેઓ બહુ અસરકારક બોધક હતા. ધર્મબોધ કરવાનું કામ તે પોતાનું મુખ્ય

કામ છે, એમ તેઓ સમજતા હતા. રફતે રફતે હિન્દમાં અધિક ને અધિક અગ્રેસરોનું આગમન થયાજ કર્યું.

મહે. રેવ. ડબ્લ્યુ. બીટી સાહેબ અને મહે. રેવ. ડિક્ષન સાહેબ જ્યારે યુનિવર્સિટીમાં વિદ્યાર્થી હતા ત્યારે તેમની એવી ઉમેદ હતી કે અમે શીખી રહ્યા પછી યહુદી લોકોમાં જઇને સુવાર્તા પ્રગટ કરીશું. પણ ઇશ્વરે તેમને હિન્દ ભણી ખેંચ્યા. તેઓ સને ૧૮૬૫માં દીક્ષિત થઇને નવેમ્બરની તા. ૧૧મીએ મુંબઇ આવી પહોંચ્યા. વળી મહે. રેવ. જી. ટી. રે સાહેબ તા. ૧૭મી આગસ્ટને રોજ દીક્ષા પામીને સને ૧૮૬૬માં મડમ સાહેબ સુદ્ધાં હિન્દમાં આવી પહોંચ્યા. મહે. રેવ. વિલ્યમ મેકમોર્ડી સાહેબ સને ૧૮૬૭ના સપ્ટેમ્બરની તા. ૫મીએ દીક્ષિત થઇને તા. ૨૩મી અકટોબરે હિન્દ આવ્યા. ત્યાર પછી મહે. રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબ ને મડમ સાહેબ સને ૧૮૬૮ના અકટોબર માસમાં હિન્દ (ગુજરાત)માં પધાર્યાં. આ ચારે મિશનેરીઓ બહુજ આસ્થિક ને પ્રબળ ધર્મોપદેશકો હતા. તે વખતમાં પ્રેસ્બિટેરીનું નામ "કાઠિયાવાડ પ્રેસ્બિટેરી" હતું, તે બદલીને હવે "ગુજરાત તથા કાઠિયાવાડની પ્રેસ્બિટેરી" નામ રાખવામાં આવ્યું. એ પ્રથમ ભરાએલી ગુજરાત તથા કાઠિયાવાડની પ્રેસ્બિટેરીમાં ઠરાવ થયો કે, મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબ મહે. રેવ. વોલેસ સાહેબની સાથે ગોધે રહે. થોડા વખત પછી વોલેસ સાહેબ રેવ. મંટગમરી સાહેબની જગાએ સુરત ગયા, કેમકે મંટગમરી સાહેબ ગએલા હતા. તેમના ગયા પછી મહે. બીટી સાહેબ એકલાજ ગોધે રહ્યા. ગોધામાં ઘણાં વર્ષ મિશનેરીઓએ કામ કર્યું હતું, તેનું ફળ આ વખતે જણાઇ આવ્યું, એટલે ત્રીસ જણનું બાપ્તિસ્મા મહે. રેવ. બીટી સાહેબને હસ્તે થયું. વળી ગોધાની આસપાસના કોળી વગેરે ગરીબ લોકોને માટે સાત નિશાળો બીટી સાહેબે ઉઘાડી હતી. તેમાં બધા મળી ૩૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ ભણતા હતા. સાહેબે નિશાળોને સરકારમાં રજીસ્ટર કરાવી ગ્રાંટ-ઇન-એડ મેળવતી કરી. ખુદ ગોધા ગામમાં પણ છોકરા અને છોડીઓની શાળાઓ કાઢવામાં આવી. તેનું પણ ગ્રાંટ મળતું હતું અને હજીએ મળે છે.

ગોધા અને વાલેસપુર વિષે છગનલાલ ભગવાનદાસે મને છેવટનો થોડાક વધારો લખાવ્યો તે અહીં ઉતારૂં છું, કેમકે સવિસ્તર વાતો તો

ગોધા ને વાલેસપુરના લખાણમાં પાછળ આવી ગઇ છે. સને ૧૮૭૧માં વાલેસપુર બંધાઇ ચુક્યું હતું. આ ગામની બધી વ્યવસ્થા મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબેજ કરી હતી, માટે જો આ ગામનું નામ "બીટીપુર" રાખવામાં આવ્યું હોત તો તે ગેરવાજબી નાજ કહેવાત. કેમકે વાલેસ સાહેબના સુરત ગયા પછી બધી ગોઠવણ અને વ્યવસ્થા તો બીટી સાહેબેજ કરી. પણ જુના પાળક વાલેસ સાહેબ હતા, માટે એમના માન અને નામના સ્મરણ અર્થે ગામને "વાલેસપુર" નામ આપવામાં આવ્યું. વાલેસપુરની આસપાસના લોકો તેને "વાલમપરૂ" કહે છે. એમાં મહે. બીટી સાહેબે કેટલાંક ઘરો, તબેલા, પ્રાર્થનાનું મંદિર અને તેનીજ સાથે સાહેબને રહેવાનું ઘર પણ બનાવ્યું. ત્યાં એક ધર્મશાળા પણ હતી, જેમાં હાલમાં નિશાળ ચાલે છે. હાલમાં તે એક ગામના આકારમાં આવ્યું છે. ત્યાંની મંડળી પાળક અને વડીલવાળી હોવાથી વ્યવસ્થિત ગણાય છે. શું રાણીપુર એનો વિચાર નહિ કરે? કેમકે વાલેસપુર કરતાં રાણીપુર પહેલું હોવા છતાં હજી તે વ્યવસ્થિત મંડળીવાળું થયું નથી.

## (૩) આણંદમાં આઇ. પી. મિશન

જી. ટી. રે સાહેબે આણંદમાં આઇ. પી. મિશન ખોલ્યું. જી. ટી. રે સાહેબને અનુભવ મેળવવા મહે. જ. વ. સ. ટેલર સાહેબ પાસે બોરસદ મોકલવામાં આવ્યા. જ્યારે રે સાહેબ માહિતગાર થયા ત્યારે બોરસદ મંડળીનો કુલ વહિવટ રે સાહેબને સોંપી ટેલર સાહેબ અમદાવાદ ગયા. આ વખતે બોરસદ મંડળીમાં દેશાઇભાઇ ખોજીદાસ, ગીરધરભાઇ રૂપજી, ઇશ્વરદાસ વણારસી તથા વાલજીભાઇ બેચરદાસ, એ ચાર વડીલો નીમાયા હતા. તેઓ મંડળીમાં સ્તંભ જેવા લેખાતા હતા. સને ૧૮૬૭માં જ્યારે રે સાહેબે બોરસદ મંડળીનો કારભાર લીધો ત્યારે તેની હાલત જરા નબળી જેવી થએલી હતી, કેમકે તેમાંથી કેટલાક સધર આસામીઓ, જેઓ આગેવાન જેવા હતા તેઓને રાણીપુર વસવા માટે મોકલવામાં આવ્યા હતા. તોપણ રે સાહેબે ઘણીજ મહેનત કરી અને સિંધરોળ વગેરે ઠેકાણે ચરા વગેરેની જમીન રાખીને બહારગામોના ખ્રીસ્તીઓ અને ઉમેદવારોને મેળવ્યા, ને મંડળી જમાવી. સાહેબનાં બધાં કામમાં તેમનાં મડમ સાહેબ હમેશાં આગળ પડતો ભાગ લેતાં હતાં, તેથી તેમનું કામ જલદી દીપી આવીને

સફળ થતું. આ અરસામાં રે સાહેબે એક પગલું આગળ ભર્યું, એટલે બોરસદની ઈશાને આણંદ નામનું મોટું ગામ આવેલું છે, તેમાં તેઓએ મિશનકામ ખોલ્યું. આણંદ ગામ બોરસદથી આસરે ૧૦–૧૨ માઈલને અંતરે આવેલું છે. તે વખતે આણંદ અને વાસદ સિવાય બીજું ગાડીનું સ્ટેશન નજીક ન હતું. આણંદ ગામમાં ને તેની આસપાસ રે સાહેબે ધમધોકાર કામ ચલાવ્યું. ત્યાં કામ કરવામાં દેશાઇભાઇ ખોજીદાસ, વાલજીભાઈ બેચરદાસ તથા ગોપાળભાઇ મુળજીભાઇ ખરેખરા મદદગાર હતા. ગોપાળભાઇ મુળજી તો ત્યાં નવાં કરેલાં ઘરોમાંજ રહેતા ને નિશાળનું કામ પણ કરતા હતા. ત્યાં ખ્રીસ્તી થનારમાં પ્રથમ ઉકાભાઇ ચીકાભાઇ તથા તેમનાં પત્ની બાઇ કાનીબા હતાં. કાનીબા તો બોધ કરવામાં પુરુષને પાછા હઠાવે એવાં હતાં. તેઓ બન્ને જણ તે વખતમાં મિશન કામદાર (બોધકો) થયાં હતાં. તેમને આણંદ ભણી અને ખઢાણા, પંડોળી તથા આમોદ ગામે પણ કામ કરતાં મેં જોયાં હતાં. વળી આણંદમાં રણછોડભાઇ રાઘવભાઇ પણ ઉપદેશકનું કામ કરતા હતા. આણંદવાસમાં કેટલાક ખ્રીસ્તી થયા, ને કેટલાક ઉમેદવારો પણ ઉભા થયા; એટલુંજ નહિ પણ વધારે ભરતી તો કરમસદના ભાવિક ભકતોથી થઇ. એટલે ભક્ત ઉકાભાઇ દુધાભાઇ ને તેમનું આખું કુટુંબ, ભક્ત ડાહ્યાભાઇ, મુળજીભાઇ ભક્ત, રામભાઇ ભક્ત, નારણદાસ ભક્ત, ઇત્યાદિ. આ બધા ભાવિક ભકતો જ્યારે મંડળીમાં કુટુંબો સહિત ભળ્યા ત્યારે ખરેખર આણંદની મંડળીનો પાયો નંખાઇ ગયો ને મજબુત થયો; તેના પર ચણતર વધતું ને વધતું ચણાતું ગયું, અને આજ ત્યાં મોટી ઇમારતરૂપી મંડળી બંધાઇ ગએલી છે.

મહે. રેવ. ડો. જોન શિલેડી સાહેબ સને ૧૮૭૬માં આણંદ નીમાયા. ત્યાર પછી આણંદમાં મિશનનું કામ ને મંડળીનું કામ બહુજ વૃદ્ધિ પામ્યું. આપણી નિશાળની પાસે ખાલી પડેલી પોસ્ટ ઓફિસ હતી; તે વેચાણ રાખી શિલેડી સાહેબ પ્રથમ તેમાં રહ્યા. નિશાળ પાસેનાં ઘરોમાં સુધારો-વધારો કરી તેમાં કામદાર ને માસ્તરો માટે સગવડ કરવામાં આવી. વળી છોકરા માટે હોસ્ટેલ ઉઘાડવામાં આવી. તેમાં ગામનાં છોકરાં ભણવા આવતાં, અને પરગામનાં છોકરાં હોસ્ટેલમાં રહીને ભણતાં હતાં. પછી મહે. શીલેડી સાહેબે રેલ્વે સ્ટેશન પાસે જમીન રાખી ત્યાં પ્રથમ થોડાં ઘરો કર્યાં,

જેમાં બોર્ડિંગ અને હોસ્ટેલનાં છોકરાંને ભણાવનાર માસ્તર વિલ્યમભાઇ ગંગારામ તથા મોટા છોકરા રહેતા. પછી તેમણે બીજી જમીન રાખી તેમાં પ્રથમમાં પ્રથમ પ્રાર્થનાનું મંદિર બંધાવ્યું. આ મંદિરનો પાયો આપણી બોર્ડના સેક્રેટરી ડો. સ્ટીવન્સન સાહેબનાં માનવંત મડમ સાહેબના કોમળ હાથે નંખાયો. લખનાર તે વખતે ચુનાનું તગારૂં ને ઈંટો લઇને પાયામાં ઉતરેલો હતો, કેમકે તે વખતે તે આણંદ મંડળીનો કામદાર અને હોસ્ટેલનાં છોકરાંને સંભાળનાર હતો. સવંત ૧૯૩૩ના માઠા વર્ષમાં આ આણંદની હોસ્ટેલ છોકરાઓથી ચીકાર ભરાઈ ગઇ. લોકોને શીલેડી સાહેબે વણાટ ને તેના વેચાણ વગેરેની ઘણી મજુરી આપી મદદ કરી હતી. ખેડા, રતનપુર, નડિયાદ, અજલપુર ને ભાલેજ કાસોરના લોકો આ વખતે આણંદ પ્રાર્થનામાં આવતા. કરમસદ, નાવલી ને ગામડી તો આ વખતે આણંદને પોતાના ઘરઆંગણા જેવું ગણતાં હતાં. વળી આ વખતે રે સાહેબે શીવાજી (મારા માસ્તર)ને નડીઆદ મોકલ્યા, ને ત્યાં મારૂવાસમાં ઘર ભાડે રાખી કામ શરૂ કર્યું. ગામડાંમાં (ડભાણ, ડુમરેલ, પીપલગ, પીજ્ઞાતા ને બીજાં ગામોમાં) તથા તળનડીઆદમાં નિશાળો ઉઘાડી કામ ચાલુ કરવામાં આવ્યું હતું, એટલુંજ નહિ પણ ઉપર દેખાડેલાં ગામોમાં થોડા ઘણા ખ્રીસ્તી ઉમેદવાર થયા. જ્યારે કામ વધી ગયું ત્યારે શીલેડી સાહેબે નડીઆદ રેલ્વે સ્ટેશન પાસે જ્યાં હાલ્ન જુબિલી બંગલો ને રાણીબાગ છે ત્યાં જમીન રાખી ઘરો ને મંદિર કરાવ્યાં. એ કરવાકરાવવામાં પણ આ લખનાર સાત વર્ષ હાજર હતો. એ વિષે એટલે આણંદ, ભાલેજ, બોરિઆવી, સામરખા, કેરીપુર વગેરે સંબંધી નવી વાતો ઘણી લખવાની છે, પણ હમણાં તો જુની ને આરંભની વાતો લખવા મારો વિચાર છે, માટે બીજી નવી વાતો આગળ જતાં લખાશે. પણ શરૂઆતની જુની વાતો પહેલાં લખવી જોઇએ. નડીઆદને તો આણંદની શાખામંડળી ગણીશું; હા, હજી સુધી તે આણંદની શાખાજ ગણાય છે.

## (૪) આઈ. પી. મિશનમાં અનાથાશ્રમોની શરૂઆત

પ્રથમમાં પ્રથમ ગુજરાતમાં લંડન મિશને બે ઠેકાણે અનાથાશ્રમ સ્થાપિત કર્યાં: એક બોરસદમાં છોકરાઓનું, ને બીજું દેવાણમાં છોડીઓનું;

તે પહેલું મિશન અનાથાશ્રમ. પણ એ છોકરાછોડીઓ ભણીગણીને કુટુંબી બન્યાં ને કામે લાગ્યાં ત્યાર પછી બીજું અનાથાશ્રમ સને ૧૮૬૬માં જી. ટી. રે સાહેબે બોરસદમાં છોકરાછોડીઓનું સાથેજ ઉઘાડયું. તેમાં પ્રથમ રજપૂતાના તરફથી ને ડીસા કાંપથી આણેલાં છોકરાછોડીઓ હતાં. શીવા બાજી માસ્તર એ છોકરાંને ભણાવતા ને હોસ્ટેલનાં છોકરાંની સંભાળ પણ રાખતા હતા. એટલામાં વહાલજીભાઇ, ખુશાલભાઇ ભાઇજી તથા ગોપાળ મુળજીભાઇ માળવા તરફથી કેટલાક છોકરા ને છોડીઓ ગાડું ભરીને લાવ્યા. તેઓમાંથી કેટલાક છોકરાઓને અમદાવાદ (રાણીપુર)માં રાખવામાં આવ્યા ને કેટલાકને બોરસદ મોકલવામાં આવ્યા; પણ એમાંની છોડીઓને તો સુરત અનાથાશ્રમમાં મોકલવામાં આવી. એ બધાં છોકરાછોડીઓને હું ઓળખું છું, નામ સુદ્ધાં જાણું છું, પણ તેની યાદી અહીં લખાય નહિ. તોપણ તેમાંના કેટલાક છોકરાઓ ભણીગણીને ગુજરાત કાઠિયાવાડમાં જાણીતા થયા, જેમકે થોમાભાઇ પાથાભાઇ, લખનાર પોતે, પ્રેમચંદ તેજાજી, યુસફ તેજાજી, જાખી અમરસીંગ, પન્નાજી ગીરધર, રામાજી ગીરધર, માધવભાઇ ફરસાજી માસ્તર, સુખીનાભાઇ, ઇત્ય. સને ૧૮૬૭ની પ્રેસ્બિટેરીમાં ઠરાવ કરવામાં આવ્યો કે, છોડીઓને સુરત રાખવી અને રાણીપુર તથા બોરસદમાં છોકરાઓને રાખવા; વળી તેમને રહેવા માટે હોસ્ટેલ વગેરે આશ્રમો બાંધવાં. સને ૧૮૬૮માં આફ્રિકામાંથી સીદી છોકરાછોડીઓને ગુલામ પકડી ચાંચિયા લોકો વેપાર કરવા માટે જહાજ ભરીને કાબુલ કંદહાર તરફ લઇ જતા હતા. દૈવયોગે અંગ્રેજ સરકારની મનવાર હિન્દમાં આવતી હતી, તેમને એ ચાંચિયાનું વહાણ ભેટી પડ્યું. તપાસ કરતાં અંગ્રેજ અમલદારોને માલમ પડ્યું કે, આ લોકો સીદી ગુલામોને પકડી જાય છે. તેથી અંગ્રેજોએ તેમની પાસેથી એ છોકરાછોડીઓને પડાવી લીધાં, અને ચાંચિયા વેપારીઓને મારી આપી જવા દીધા. પછી એ છોકરાંને સરકારે મુંબઇ બંદરે આણ્યાં. હવે સંજોગે એજ વખતે રેવ. મંટગમરી સાહેબ સ્વદેશથી આવીને મુંબઇ બંદરે ઉતરેલા હતા. તેજ વખતે ત્યાં અંગ્રેજી મનવાર પણ આવીને ઉભી રહી હતી. આ છોકરાંને સરકારે હિન્દના મિશનેરીઓને સોંપવાની ઘણી ઇચ્છા દેખાડી, એ માટે કે તેઓ

તેમને ઉછેરે ને ભણાવીને સારે કામે લગાડે. મંટગમરી સાહેબે સરકાર પાસેથી એ છોકરાંની માગણી કરી; એટલે સરકારે ઘણીજ ખુશીથી એ છોકરાંને મંટગમરી સાહેબને સ્વાધીન કર્યાં. ત્યાંથી મંટગમરી સાહેબ પોતાની સાથેજ તેમને સુરત લઇ આવ્યા. સુરતમાં મંટગમરી સાહેબ તથા ડિક્ષન સાહેબ અને તેમનાં માયાળુ મડમ સાહેબે ઘણી ખુશીથી એ સીદી છોકરાછોડીઓને પાળવા સંભાળવાની ગોઠવણ કરી, તથા ઘણીજ માયા પ્રીતિથી આ છોકરાંને સંભાળવા માંડ્યાં. એમને સાચવવાનો જુમ્મો ડિક્ષન મડમ સાહેબે ઘણીજ ખુશીથી માથે લીધો. મડમ સાહેબે છોડીઓને સુરતમાં પોતાની પાસે રાખી, ને છોકરાઓને અમદાવાદ (રાણીપુર) જેસીંગભાઇ દેશાઇભાઇની દેખરેખમાં રાખ્યા અને ભણાવીને મોટા કર્યા. આ કામ માટે રેવ. ડિક્ષન સાહેબને સેક્રેટરી અને રેવ. રોબર્ટ મંટગમરી સાહેબને ખજાનચી નીમવામાં આવ્યા. તે મુજબ સાહેબે ઉઘરાણાં કરીને હિન્દુ ગૃહસ્થો પાસેથી પૌંડ ૫૦૦ અને પારસી ગૃહસ્થો તરફથી પૌંડ ૧૦૦ મેળવ્યા. સુરતમાં મિશન હાઉસ પાસેજ છોડીઓને માટે ૪૦૦ પૌંડમાં એક મકાન વેચાતું રાખવામાં આવ્યું. તેમાં છોડીઓ રહેતી અને ભણતી હતી. બીજી કોઇ ગોઠવણ થાય ત્યાં સુધી સુરતના મુનશી અબ્દુલ રહીમાનનાં દીકરી આશાબાઇ આ અનાથ છોડીઓની સંભાળ રાખતાં હતાં. આ વખતે સુરત મિશનમાં બધી મળીને ૭૧ છોડીઓ હતી. રાણીપુરમાં ૪૧ છોકરા હતા, અને બોરસદ ખાસીવાડીના મિશનમાં છોકરાછોડીઓ મળીને ૨૬ હતાં. બોરસદ મિશનમાં છોકરાછોડીઓ સાથે રહેતાં. છોડીઓ રાંધતી અને છોકરા લાકડાં પાણી વગેરે કામ કરતા. રાતે બધા છોકરા દલાભાઇ પાસે ચોરામાં સુઇ જતા, ને છોડીઓ મિશનના ઘર (હોસ્ટેલ)માંજ રહેતી હતી. છોકરાછોડીઓની સંભાળ અને તેમના ખાવાપીવાનો બંદોબસ્ત શીવા બાજી માસ્તર રાખતા. તે તેમને ભણાવતા પણ હતા. માંદાંઓની સારવાર વગેરે મડમ સાહેબ કરતાં હતાં, કેમકે ત્યાં સુધી ઝનાના મિશન ન હતું. છોડીઓને શીવણ ને ગુંથવાનું કામ મડમ સાહેબ શીખવતાં હતાં. મેકમોર્ડિ સાહેબ વિલાયતથી આવ્યા ત્યારે તેમને પ્રથમ અમદાવાદ હાઇ સ્કુલમાં પ્રિન્સિપાલ નીમવામાં આવ્યા; પણ જ. વ. સ. ટેલર સાહેબ ઇંગ્લાંડ ગયા તે અરસામાં થોડો વખત અમદા-

વાદનું બધું મિશનકામ મેકમોર્ડિ સાહેબ કરતા હતા. પછી સને ૧૮૯૯માં રેવ. વેલ્સ સાહેબે રાજકોટથી અમદાવાદ આવીને બધો વહીવટ લીધો. તે વખતે અમદાવાદમાં દેવળ ન હતું, પણ હાઇસ્કુલના ઉપલા મોટા ભાગમાં દર રવિવારે પ્રાર્થના થતી હતી. દેવળ તો સને ૧૯૦૧માં મહુંમ રેવ. ડો. જે. એફ. સ્ટીલ સાહેબે બંધાવ્યું. ત્યારે વેલ્સ સાહેબના વખતમાં અમદાવાદની મંડળીમાં ૨૦૦ ખ્રીસ્તી સભાસદો હતા, અને આસરે બાવન ખ્રીસ્તી વિદ્યાર્થીઓ શીખતા હતા. આ વખતે વેલ્સ સાહેબને બદલે રાજકોટમાં રોબર્ટ ગિલેસ્પી સાહેબ નીમાયા હતા. તેઓ કાઠિયાવાડમાં લાંબી લાંબી મુસાફરીઓ કરતા હતા. રાજકોટમાં પણ તે વખતે મંદિર ન હતું, પરંતુ બંગલાના પૂર્વ દિશાના હોલમાં પ્રભુવારની ભજનસેવા થતી હતી.

મહે. ગિલેસ્પી સાહેબના વખતમાં રાજકોટ મંડળીમાં ફરી નવો જીવ આવ્યો એમ કહીએ તો ખોટું નથી. કેમકે ડોળીખાતાના જે ભીલ ખ્રીસ્તી થયા હતા તેઓમાંના કેટલાક પાછા હઠી ગયા હતા, જેઓને સાહેબે સમજાવીને ધીમેધીમે પાછા આણ્યા. વળી તેમના વખતમાં નથુભાઇ હરીભાઇ તથા જગજીવનભાઇ ખ્રીસ્તી થયા. ડાહ્યા રૂડા કરીને ઠાકરડામાંથી એક ખ્રીસ્તી થયો; તે કોળી ભીલ વગેરે છોકરાંને ખાનગી ભણાવતો. સાહેબે તે નિશાળ પોતાના કબજામાં લીધી, અને ડાહ્યાભાઇને મિશનમાંથી પગાર આપવા માંડયો. નથુ હરીભાઈ જ્યારે ખ્રીસ્તી થયા ત્યારે તેમનાં સગાં અને જ્ઞાતિના લોકોએ ભારે ધાંધળ મચાવી હતી, પણ બાહોશ ગિલેસ્પી સાહેબે તે ગડબડ થોડાજ દિવસમાં સમાવી દીધી. તેમણે નથુભાઇને બાપ્તિસ્મા આપી પોતાની પાસે રાખ્યા. આગળ જતાં તે નથુભાઇ હરીભાઈ આણંદ તાબાની ભાલેજ મંડળીના પાળક થયા, ને મરતાં સુધી ભાલેજના પાળક રહ્યા. રાજકોટ મંડળીના સભાસદોનાં નામની યાદી મારે હાથ આવી નથી, તેમ કોઇ ઠેકાણેથી મને કશું લખાણ પણ મળ્યું નથી. પણ હું રાજકોટમાં હતો તે દરમિયાન જુના ને નવા માણસોનાં નામ મારા જાણવામાં આવ્યાં. તેઓનાં નામ આ છે:— (૧) જોરાજી પગી, (૨) રામાજી જોરાજી, (૩) જાખી જોરાજી, (૪) યાકૂબ રામાજી, (૫) વિશ્રામભાઈનું કુટુંબ (તેમાં ચારપાંચ માણસ હતાં), (૬) ભલજી

વિશ્રામ ને તેનું કુટુંબ, (૭) સાજનભાઈ, (૮) રૂડાભાઈ ને તેમનો દીકરો ડાહ્યા રૂડા, (૯) મીઠા માનજીભાઇ. બીજા તો કામદારો હોવાથી ત્યાં સ્થાયી રહ્યા નહિ તેથી તેમનાં નામ લખાય નહિ, પણ પછીથી બીજી મંડળીઓ-માંથી કેટલાક કામધંધા માટે આવીને ત્યાં રહ્યા. ધીમેધીમે પોરબંદર તથા જુનાગઢ વગેરે શાખાઓ ફુટી, અને હાલ મંડળીની સંખ્યા ૧૮૩ની છે. કાઠિયાવાડ વિષે થોડીક અગત્યની સૂચના કરવાનું મન છે, કેમકે ગુજરાત કાઠીઆવાડની માનવંત કૌંસિલ આબુ પહાડ પર મળેલી હતી તે વખતે મેં સલાહકાર તરીકે જઇને એ સૂચના કરી હતી. કાઠિયાવાડની વાતો હવે પુરી થઇ, માટે તે અહીં લખવી ઘણીજ ઉચિત છે. તે આ છે કે, પાછળ કહ્યા પ્રમાણે જ્યારે આઇ. પી. મિશન બોર્ડે ડો. વિલ્સન સાહેબને લખીને પૂછ્યું હતું કે, "જો અમે હિંદમાં કામ કરવા આવીએ તો કંઇ જગા મળશે?" ત્યારે વિલ્સન સાહેબે જવાબમાં કહ્યું હતું કે, "ભલે પધારો, કાઠીઆવાડ ખાલી છે." તે પ્રમાણે આપણા મિશનેરીઓએ મુંબઇના ગવર્નર સાહેબની પરવાનગી મેળવી કાઠિયાવાડના પાટનગર રાજકોટથી કામ શરૂ કર્યું. ત્યાર પછી ગુજરાતમાં લંડન મિશને પોતાનું બધું કામ આઇ. પી. મિશનને સોંપી દીધું. કાઠિયાવાડ તો આઈ. પી. મિશનના હાથમાં પહેલેથીજ હતું ને રહેશે; પરંતુ જ્યારથી ગુજરાત આપણા હાથમાં આવ્યું ત્યારથી આઇ. પી. મિશને ગુજરાતને માટે જેટલું કર્યું છે તેટલું કાઠિયાવાડને માટે કર્યું નથી. મોટાં મોટાં શહેરો જેવાંકે બર્ડો, સોરઠ, દરીઆકાંઠો, મહુવા, દાઠા, જાફરાબાદ, ને હિન્દુઓનું મોટું ધામ દ્વારકા એ બધાંમાં હજુ અંધારાનું રાજ્ય છે. ત્યાંના લોકો અજવાળા વગર અંધારામાં ગોથાં ખાય છે. ત્યાં થોડીઘણી સુવાર્તાપ્રચારક મુસાફરીઓ થાય છે, એ વગર બીજું કંઇ પણ ખાસ કામ થતું નથી. સ્થાયી કામદારોને ઘણાં શહેરો ને બંદરોમાં રાખવાની અગત્ય છે, તેમ ત્યાં રહીને કામ કરવાની ઘણીજ જરૂર છે. જામનગર, મહુવા, મોરબી, ધ્રાંગધરા વગેરે મોટાં શહેરોમાં રહી સ્ટેશનો કરવાથી આસપાસનાં ગામોમાં ઘણુંજ કામ થઇ શકે. કાઠિયાવાડી લોકોના લોહીનો જવાબ આપણે શિર છે. મેં મારી જુવા-નીમાં કાઠિયાવાડના કેટલાક ભાગોમાં ફરીને કામ કરેલું છે. ગુજરાતમાં બીજાં કેટલાંક મિશનો પેસી જવાથી વાડા વળાઇ ગયા છે, જેથી મુસાફરી

માટે લાંબો રસ્તો શોધવો નથી. બીજાં મિશનોએ હદો બાંધી મૂકી છે, પણ કાઠિયાવાડમાં તેવું નથી. આખો કાઠિયાવાડ આપણો છે. ત્યાં ફક્ત હજુ જુનાં સ્ટેશનોમાંજ રહીને કામ થાય છે. મિશનેરી સાહેબો બે છે, અને દેશી કામદારો પણ ઘણાજ થોડા છે. માટે માનવંત કૌન્સિલને સલાહ સાથે મારી વિનંતી છે કે, કાઠિયાવાડમાં કામ આગળ વધારવા કૃપાવાન થશો. જવાબમાં કૌન્સિલના પ્રમુખ સાહેબે કહ્યું, "તમારી સલાહ સારી છે; કૌન્સિલ તે ધ્યાનમાં રાખશે."

## પ્રથમના કેટલાક આગેવાનોનાં મરણ

કેટલાક વિશ્વાસુ તથા મહાન અગ્રેસર સાહેબો અને મોટા વૃદ્ધ પિતૃઓ પોતાની બાળમંડળી મૂકીને મરણ પામ્યા તેથી તેમની મંડળીને ભારે ખોટ લાગી. બોરસદ મંડળીના કેટલાક સધર પિતૃઓ રાણીપુર જઇ વસ્યા હતા. બોરસદમાં ગંગારામ દયાળજીના મરણથી મંડળીને એક મોટી ઓથ જતી રહી. દલાભાઇ વજેસિંગ હવે પુરી વૃદ્ધાવસ્થામાં હતા, તોપણ દલાભાઇ રોજ સવારસાંજ આખી ખાસીવાડીમાં ઘેરેઘેર ફરતા; અને "આશીર્વાદ, માસી" આ બે શબ્દોનો ધ્વનિ ખાસીવાડીથી તે બંગલા સુધી ગજાવી મૂકતા. કોઇ વાર તેઓ તંબુરો ને મોરલી વગાડતાં બધે ફરતા. તેમના મરણથી પણ જાણે બધું સુનું સુનું દેખાવા લાગ્યું. ત્યાર પછી મંડળીના સ્તંભ જેવા દેશાઇભાઇ ખોજીદાસ મરણ પામ્યા. એમ એક પછી એક પિતૃઓ મરણ પામ્યા. પણ દેશી વૃદ્ધોનાં મરણથી મંડળીને જે કંઈ ધક્કો લાગ્યો તે કરતાં મંડળીના મિશનેરી પાળકોના મરણથી બહુ ભારે ધક્કો લાગ્યો. આપણામાં કહેવત છે કે, "સો મરો, પણ સોનો પાળક ના મરશો." કેમકે જો પાળક જીવશે તો તે બીજા સોબસો મેળવશે પણ સો થઇને એક પાળક નહિ મેળવી શકે! સને ૧૮૪૧માં મહે. રેવ. કેર સાહેબનું મરણ રાજકોટમાં થયું. પણ ત્યાર પછી સને ૧૮૭૧ સુધી એટલે ૩૦ વર્ષ સુધી કોઇ યુરોપિયન મિશનેરીનું મરણ થયું નહોતું. આપણા આઇ. પી. મિશનમાં પણ ૧૮૭૧માં રેવ. ડિક્ષન સાહેબનું ખેદજનક મરણ સુરતમાં થયું. ડિક્ષન સાહેબ ધર્માવેશી, ખંતીલા અને તનતોડ મહેનતુ હતા. તેઓ તા. ૧૮મી નવેમ્બર, શનિવારે પ્રભુમાં ઊંઘી ગયા. તેમના મરણવખતે મંટગમરી

સાહેબ, વેલ્સ સાહેબ અને જી. ટી. રે સાહેબ ત્યાં હાજર હતા. પહેલાં ડિક્ષન સાહેબે પ્રાર્થના કરવાનું કહ્યું. ગીતશાસ્ત્રમાંથી ૧૦૩જું ગીત વાંચીને મંટગમરી સાહેબે પ્રાર્થના કરાવી. લખનાર તે વખતે ત્યાં હાજર હતો, કેમકે જી. ટી. રે સાહેબ તેને ડુમસથી સાથે તેડી લાવ્યા હતા. થોડી વારમાં મરણ થયું, તેથી રે સાહેબને રહેવું પડ્યું ને તેમની સાથે હું પણ દફનક્રિયા સુધી રહ્યો. કબરસ્તાને લઇ જતાં મૈયતમાં ખ્રીસ્તીઓ, હિન્દુઓ, મુસલમાનો અને પારસીઓ એટલા બધા સાથે થયા હતા કે રસ્તામાં તથા કબરસ્તાનમાં માય નહિ. હું પણ રે સાહેબ (મારા પાળક પિતા) સાથે હજીરાને કબરસ્તાને ગયો હતો. શ્મશાનભૂમિ પર મહે. મંટગમરી સાહેબે દફનક્રિયા કરી હતી. અરે તે વખતનું શું બયાન કરૂં! દરેકની આંખમાં આંસુ હતાં, પણ મંટગમરી સાહેબની આંખો તો એક શ્રાવણ ને બીજી ભાદરવો નિગળે, તેમ નિગળતી હતી. તે વખતના એમના ગળગળા બોલ બહુજ અસરકારક હતા. દફનક્રિયા વખતે મંટગમરી સાહેબે જે સાક્ષીરૂપ શબ્દો કહ્યા તે આ હતા: "ડિક્ષન! તારાં જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. મારો પ્રિય સાથીભાઇ ડિક્ષન વિશ્વાસુ તથા ધર્મની ધ્વજારૂપ હતો. તે બધા લોકોને ઘણોજ પ્રિય અને માનવંત મિશનેરી હતો. વિદ્યાર્થીઓમાં તેમ બધા નાનામોટા લોકોમાં તે ઘણોજ વહાલો ને માનીતો હતો. તેના મરણથી મિશન હાઇ સ્કુલને અને સુરતની મંડળીને મોટી ખોટ લાગી છે એટલુંજ નહિ, પણ આખા મુંબઇ ઇલાકાને ભારે ખોટ લાગી છે, એમ હું ગણું છું." અહા! કેટલું બધું તેમનું ઉપયોગીપણું !!

સને ૧૮૭૩માં આપણી મિશન બોર્ડના સેક્રેટરી મહે. નામદાર મોર્ગન સાહેબ પણ તા. ૫મી આગસ્ટે મરણ પામ્યા. તેમની જગાએ ડો. વિલ્યમ ફલેમિંગ સ્ટીવન્સન સાહેબ સેક્રેટરી થયા. સને ૧૮૭૦માં વાલેસ સાહેબ અહીંથી સ્વદેશ ગયા, ને ૧૮૭૩માં બેલફાસ્ટમાં મરણ પામ્યા. તેઓ સાહેબે ૨૫ વર્ષ સુધી ગુજરાત તથા કાઠિયાવાડમાં રહીને કામ કર્યું હતું. તેમની યાદિમાં ગોધા પાસેનું વાલેસપુર છે. વાલેસ સાહેબને ગુજરાતી, મરાઠી, હિન્દી અને સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન હતું. તેઓ નાનાંમોટાંને બહુજ ચહાતા હતા.

વળી સને ૧૮૭૭માં રેવ. ટી. એલ. વેલ્સ સાહેબનું શોકજનક મરણ સુરતમાં થયું; તેથી મંડળીને તથા વિદ્યાર્થીઓને મોટી ખોટ લાગી, કેમકે તેઓ બહુજ બાહોશ બોધક અને શિક્ષક હતા. તેમણે વિદ્યાર્થીઓને શીખવા સારૂ "અંગ્રેજી ભાષાંતરપાઠમાળા" નામનાં કેટલાંક પુસ્તકો બનાવ્યાં હતાં, જે હજુ પણ અંગ્રેજી નિશાળોમાં ચાલે છે. તેઓ વિષે જેટલું લખું તેટલું ઓછું છે, કેમકે તેમની પાસેથી મેં પણ સુરતમાં શાસ્ત્રશિક્ષણનો લાભ લીધો હતો. તેઓ શરીરે મજબુત, કદાવર તથા ઉંચા હતા. ગરીબો ઉપર તેમની પ્રીતિ ઘણી હતી. નાનાં બાળકોને તેમજ જુવાનોને તેઓ બહુજ ચહાતા હતા. સાંજે જ્યારે તેઓ સુરતની વિશ્વાસીવાડીમાં ફરવા નીકળતા ત્યારે છોકરાં તેમની આસપાસ વિંટળાઇ વળતાં હતાં. છોકરાંને ખભા પર બેસાડી તેઓ કુદાવતા હતા. ખરેખર તેઓ બાળકોના ઇષ્ટ મિત્ર હતા. જ્યારે તેમનું મરણ થયું ત્યારે બધાં પોકેપોક રડતાં હતાં, એ મેં પોતે દીઠું હતું, કેમકે હું ત્યાં ગએલો હતો. આગળ જતાં તેમની મહેનતનું ઘણું સારૂં ફળ આવ્યું.

તેમના વિદ્યાર્થીઓમાંથી એક પારસી પ્રીસ્તી ઉમેદવાર થયો. સગાંવહાલાંના અટકાવ્યાથી તરત તો એકજ જાહેર પડયો, પણ એક વર્ષ પછી એકને બદલે બે ભાઈ પ્રીસ્તી થયા. ત્યાર પછી શાપુરજી નામે એક વિદ્યાર્થી પ્રીસ્તી થવાની તૈયારી કરતો હતો, પણ એટલામાં એ વાત તેનાં સગાંવહાલાં ને મિત્રોને માલમ પડવાથી તેઓએ ૧૯ મહિના સુધી તેને ઘરમાં નજરકેદ રાખ્યો. પણ જ્યારે તેને લાગ મળ્યો ત્યારે તે પુને નાસી ગયો ને ત્યાં જઇને મહે. રેવ. ડો. વિલ્સન સાહેબ પાસે બાપ્તિસ્મા પામ્યો. મિશન સ્કુલના ઉત્તમ શિક્ષણ ને આગેવાનોના શુભ નમુનાનું આ શુભ ફળ છે. ટુંકીપુરની નિશાળમાં પણ ઘણાંજ શુભ ફળો મળ્યાં, તેનો એક નમુનો નીચે આપેલો છે:—

## રામભાઈ કલ્યાણનું પ્રીસ્તી થવું

મહે. રેવ. ધનજીભાઈ નવરોજજી સાહેબ સુરતમાં મુનશી સાહેબને ઘેર બેઠા હતા, ત્યારે તેમણે મને પૂછ્યું, "રામભાઇ કલ્યાણ શી રીતે પ્રીસ્તી થયા તે તમે જાણો છો?" મેં કહ્યું, "ના સાહેબ." ત્યારે તેમણે મને

આ પ્રમાણે કહ્યું: "હું ટુંકીની નિશાળ જોવા એક દિવસે જતો હતો, ત્યારે નિશાળની નજીકમાં આમલીઓનાં ઝાડ છે તેના પર ચઢીને કેટલાક છોકરાઓ આમલી ખાતા હતા. મેં તેમને નીચે ઉતરી આવવા કહ્યું. છોકરાએ કહ્યું, 'હું (શું) આપશો?' મેં કહ્યું, 'એકેક સવાકો' (પૈસો પૈસો). તેમાંથી પહેલા ઉતરનાર તે રામભાઇ હતા. મેં તેને બે પૈસા આપ્યા, ને બીજા બેને એકેક; પણ તેમની સાથે એ શરત કરી કે, જો તમે ટુંકીના છો તો ટુંકીની મિશન નિશાળે ભણવા બેસો, અને કાલે હું તમને વધારે સારૂં ઇનામ આપીશ. એ ત્રણે છોકરા મારી સાથે ટુંકીપુરની નિશાળે આવ્યા, ને ભણવા બેઠા. મેં માસ્તરને ભલામણ કરી કે, કાલે આ ત્રણેને નિશાળે બોલાવી હાજર રાખશો. બીજે દિવસે હું ગયો ત્યારે એ ત્રણે હાજર હતા. મેં તેમને બોર, જમરૂખ ને ફાલસાં મંગાવી ઇનામ આપ્યાં ને બીજા બબ્બે પૈસા પણ આપ્યા, અને કહ્યું કે, હમેશાં આવશો તો તમને સારૂં ઇનામ મળશે. એમ મેળવતાં મેળવતાં મેં તેમને મારા મિત્ર કર્યા. બીજા બે તો નિશાળેથી ઉઠી ગયા, પણ રામભાઇ રહ્યા, અને થોડું ઘણું શીખ્યા પછી મિશન પ્રેસમાં કામે લાગ્યા. પછી વેલ્સ સાહેબ પોતાનીજ ખાસ નોકરી માટે તેમને અમદાવાદ લઇ ગયા. વેલ્સ સાહેબ પાસે શીખીને તેઓ ધર્મોપદેશક થયા, અને મિશન કામદાર તરીકે જોડાઇને બોરસદ આવ્યા. બ્રુકહિલ આ વખતે નવુંજ વસાવેલું હતું. ત્યાંથી ભગવાનભાઇ ગોંસાઇભાઇને બોરસદ બોલાવવામાં આવ્યા અને રામભાઇને બ્રુકહિલ મોકલવામાં આવ્યા. ત્યાં સને ૧૮૮૮માં તેઓ દેશી પાળક નીમાયા. એજ પ્રથમ દેશી પાળક અને એજ રામભાઇ કલ્યાણ."

સુરત નિશાળ તથા મિશન પ્રેસમાંથી કેટલાક નામાંકિત કવિઓ અને ધર્મોપદેશકો નીકળ્યા: લાલુ સોલંકી, કાળાદાસ શીવાજી, ભાણા રતન મહેતાજી, ભગવાનભાઈ ગોસાંઇ, ગોવિંદભાઇ ઊકાભાઇ અને કાનજીભાઇ મોરારભાઇ; પણ એ ઉપરાંત સુરતવાસીઓમાંથી પ્રભુએ બીજા ઘણા ભાવિક ભકતો ઉભા કર્યા અને હજીએ કરશે. હવે આપણે કેટલાક મહાન અગ્રેસરો અને મંડળીના સ્તંભ જેવા દેશી પાળકો વગેરેનાં મરણની ટુંક નોંધ જે અધુરી છે તે લઇએ (પાળક રેવ. ટી. એલ. વેલ્સ સાહેબના મરણની વાત આગળ આવી ગઈ છે).

સને ૧૮૮૨માં રેવ. જ. વ. સ. ટેલર સાહેબ ઇંગ્લાંડ જઇને ત્યાં મરણ પામ્યા.

સને ૧૮૯૯માં રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબ બોરસદમાં મરણ પામ્યા તેમની કબર મંદિરની દક્ષિણે છે. સને ૧૯૨૮ના માર્ચમાં તેમના દીકરા એસ. ગિલેસ્પી સાહેબ રાજકોટથી મડમ સાહેબને સ્વદેશ મોકલતાં મુંબઇ સુધી મુકવા ગએલા, ને મુંબઈથી પાછા આવતાં સુરતમાં ડો. સ્કોટ સાહેબને મળવા ઉતરેલા. બીજે દિવસે માથામાંની રક્તનળી ફુટવાથી તેઓ સુરતમાંજ અચાનક મૃત્યુ પામ્યા. વળી ગરીબોનો બેલી અને હીરાસમ રોબર્ટ હેન્ડરસન જેમણે ખાસ બોરસદ મંડળી તથા તેની આસપાસની શાખાઓ બાંધકામથી શોભાવી ને શૃંગારી મુકી છે, તેઓ હકની રજા પર સ્વદેશ ગયા. ૧૯૨૨માં આવવાની તૈયારીના દિવસોમાં તેઓ દરિયે નહાવા ગયા તે ગયા; અને ફરી ઘેર પાછા ન આવતાં સ્વર્ગી ઘેર ચાલ્યા ગયા (ડુબી મુઆ). આ સાહેબના મરણથી ખરેખર ગુજરાત તથા કાઠિયાવાડની મંડળીઓને ભારે ખોટ પડી છે, અને તે ખોટ બીજા કોઇથી પુરાય એમ નથી.

દેશી પાળકોમાં સૌથી પહેલું રામભાઇ કલ્યાણનું મરણ થયું. તેઓ જેમ દેશી પાળકોમાં સૌથી પહેલાજ હતા તેમ સ્વર્ગે જવામાં પણ પહેલાજ થયા. સને ૧૯૦૪માં તેઓ બ્રુકહિલમાં મરણ પામ્યા. ત્યાર પછી નથુભાઇ હરીભાઇ જે કાઠિયાવાડના રહીશ ને ભાલેજ મંડળીના પાળક હતા તેઓ સને ૧૯૦૮માં મરણ પામ્યા. ત્યાર પછી યોહાનભાઇ ગંગારામ, કહાનજીભાઇ માધવજી રત્નગ્રાહી મરણ પામ્યા. વચ્ચે વળી કુંવરજી માનસિંગ કચ્છના પાદરી મરણ પામ્યા. આ ચોપડી લખતાં પહેલાં પાળકોમાં થોમાભાઇ પાથાભાઇ કવીશ્વર મરણ પામ્યા. તેમનાં ઘણાં ગીતો "કાવ્યાર્પણ"માં છે. કહાનજીભાઇ માધવજી પણ સારા કવિ હતા. તેમની ગીતોની ચોપડીઓ તથા કાવ્યાર્પણમાંનાં તેમનાં મધુર ગીતો તેમની યાદ દેવડાવે છે. જાણે તેઓ મુઆજ નથી, એમ તેઓ મુઆ છતાં હજુ પણ મંડળીઓની સેવા બજાવે છે.

## (૫) આઇ. પી. મિશને વડોદરા મેથોડિસ્ટ મિશનને આપી દીધું

હવે આખા ગુજરાત ને કાઠિયાવાડમાં બધે આઇ. પી. મિશનજ કામ કરતું હતું. ૧૮૪૮થી ૧૮૫૮ સુધી મહી નદીની ઉત્તરે કામ ધમધોકાર ચાલ્યું, તેથી આઇ. પી. મિશનેરીઓ વડોદરાનો બંગલો કોઇ યુરેશીયનને વેચી દઇ બોરસદ, દેવાણ તથા જંબુસર તરફ વળ્યા; અને આ ત્રણે ગામોમાં બંગલા બાંધીને તથા ખ્રીસ્તીઓ માટે ઘરો કરીને રહ્યા. પણ ૧૮૭૧ સુધી તો વડોદરે જે કોઇ જુના ખ્રીસ્તીઓ કાંપમાં રહેતા તથા વર્ષે ઉઘરાણાં આપતા તેમની ખબરઅંતર લેવા તેઓ વારંવાર જાઆવ રાખતા હતા; વળી કાંપમાં એક બે કામદાર રાખીને સુવાર્તાપ્રસારનું કામ કરાવતા હતા. સને ૧૮૭૨માં જ્યારે હું પ્રથમ મિશનકામે લાગ્યો ત્યારે નરોત્તમદાસ ત્રીકમદાસને મદદ આપવા મને વડોદરે મોકલવામાં આવ્યો. ત્યાં આખો મહિનો કામ કરીને મહિનાને અંતે અમે બોરસદ આવતા. એવામાં મેથોડિસ્ટ મિશનના મિશનેરી સાહેબ વડોદરે આવ્યા અને બોરસદથી જ. વ. સ. ટેલર સાહેબ પણ વડોદરે આવ્યા. તેઓએ ઠરાવ કર્યો કે, કામ કરવા સારૂ મેથોડિસ્ટ મિશનને વડોદરા આપવું; તેની સાથે એ પણ ઠરાવ થયો કે, મેથોડિસ્ટ મિશનને મદદ કરવા નરોત્તમદાસને આપવા, કેમકે ત્યાંના કામના તથા લોકના તેઓ અનુભવી હતા. હવે ટેલર સાહેબે મને ફરી વડોદરે જવા દીધો નહિ, પણ કહ્યું કે, "હવે, નરોત્તમજ ત્યાં રહેશે; ત્યાં બીજું મિશન (મેથોડિસ્ટ) રહેશે, અને ત્યાંના કામદારો સાથે રહીને નરોત્તમદાસ કામ કરશે. વળી એવી પણ ગોઠવણ થઇ છે કે મહી નદીના દક્ષિણ આરા સુધી મેથોડિસ્ટ મિશન કામ કરે, ને ઉત્તર આરા સુધી આપણે કામ કરીએ." પછી શીવા બાજી માસ્તર પાસે, નિશાળો ચલાવવા તથા તેમને મદદ કરવા, મને નડીઆદ મોકલવામાં આવ્યો, કેમકે તેમને ક્ષયરોગ લાગેલો હતો તેથી તે બહુજ નબળા હતા. નરોત્તમદાસ વડોદરે રહેતા, અને મહિને મહિને બોરસદ ઘેર આવતા, કેમકે અમારાં બેન અચરતબા વડોદરે ગયાં ન હતાં, ને છોકરાછોકરીઓ બોરસદ રહી ભણતાં હતાં. નરોત્તમદાસને લીધે એક બે છોકરા મેથોડિસ્ટ મિશનમાં કામે લાગ્યા અને હજી પણ

તેઓ ત્યાં કામ કરે છે, પણ અમારી બેન અચરતબા વડોદરે ગયાંજ નહિ. મરતાં સુધી તે તો બોરસદમાંજ રહ્યાં, પણ તેમનાં દીકરાદીકરીઓ બધાં મેથોડિસ્ટ મિશનમાં જોડાઇ ગયાં. લગ્નવ્યવહારથી રૂખીના ગંગારામ પણ ત્યાં ગયાં.

## ગુજરાતમાં ધર્મજાગૃતિ

સને ૧૮૭૩ની સાલે ગુજરાતના ગરીબ લોકમાં ધર્મજાગૃતિ થવા લાગી. એજ સાલમાં બધાં મળીને ૧૫૪ માણસોનું બાપ્તિસ્મા થયું, ને ઉમેદવાર તો જુદા. મિશનના કામની શરૂઆત થયા પછી બાર મહિનાની એજ સંખ્યા મોટી છે. એટલે બોરસદમાં ૧૦૯, સુરતમાં ૨૨, અમદાવાદમાં ૧૯ અને ગોધરામાં ૪; એ પ્રમાણે કુલે ૧૫૪ માણસ મંડળીમાં મેળવાયાં. ખરી વાત છે કે તે વખતમાં એટલાં બધાં મેળવાય એ તો આનંદની વાત. ઘણાં વર્ષ પછી એટલે સને ૧૯૦૦ની સાલમાં ખઢાણાનું નવું દેવળ ઉઘડ્યું ત્યારે કનવિનર ડોકટર બાર્કલી સાહેબ પધાર્યા હતા, અને એમને હાથે એ દેવળ ઉઘાડવામાં આવ્યું. ત્યારે એકી વખતેજ સવારની ભજનસેવા વખતે ૧૦૭ માણસનું બાપ્તિસ્મા મેં મારે હાથે આપ્યું હતું. એ બધાંની પરીક્ષા લેવામાં મહે. રે. હેન્ડરસન સાહેબે શનિવારની આખી રાત કાઢી હતી. એવું હિન્દમાં કદાપિ ભાગ્યેજ થયું હોય, અથવા નહિ પણ થયું હોય, કે એકજ વખતે ૧૦૭ માણસોનું બાપ્તિસ્મા થાય!! જ્યારે ગરીબ કોમમાં ધર્મજાગૃતિ થઇ ત્યારે બોરસદ, આણંદ, નડિયાદ, ખઢાણા ને પોરડા વગેરેમાં, ને તેની આજુબાજુનાં ગામોમાં નિશાળોની પુષ્કળ માગણીઓ થઇ, ને ઘણી નિશાળો ખોલવામાં આવી પણ ખરી. તે વખતમાં ભણાવનાર માસ્તરોની એટલી બધી તંગી આવી પડી હતી કે, જો કોઇ બીજી, ત્રીજી કે ચોથી ચોપડી ભણેલો માસ્તર મળે તો તે બહુ મોટો ને હેડ માસ્તર પણ થઇ શકે; અને કોઇ જરા લખીવાંચી શકે એવો હોય તે આસિસ્ટંટનું કામ કરી શકે. વળી એ અરસામાં ઘણા ઉપદેશકો પણ રાખવામાં આવ્યા હતા. જરા લખીવાંચી જાણે ને વાચાળપણાથી બોલે તો તે ગામડે ફરે, ને જ્યાં ઘણાં કુટુંબ ખ્રીસ્તી હોય ત્યાં રહીને તેમને પ્રાર્થના કરાવે, બોધ કરે, અને સવાલજવાબ શીખવી બાપ્તિસ્મા માટે લોકોને તૈયાર કરે. તેઓ પુસ્તકો

પણ વેચતા હતા. એવામાં બધાં મળીને ૩૦,૦૦૦ શાસ્ત્ર વગેરે પુસ્તકો ખપ્યાં હતાં. મંડળીઓમાં, નિશાળોમાં તથા અનાથાશ્રમોમાં પણ માણસોની બહુજ વૃદ્ધિ થઇ હતી. નડીઆદ તરફ નિશાળોની માગણીઓ બહુજ કરવામાં આવી, પણ મહેતાજીઓની ખોટને લીધે ત્રણ ગામનાં એટલે ડુમરેલ, પીપલગ ને પિપળાતા ગામનાં ૮૦ છોકરાંને હું સીમમાં ભણાવતો હતો. જ. વ. સ. ટેલર સાહેબ એક વખત એ નિશાળ જોવા આવ્યા. પીપલગનો ભગવાન મુળજી સાહેબને ત્રણ ગામને તળવટે તેડી લાવ્યો. આ નિશાળ જોઇને સાહેબ ખુશી થયા, ને એક બીજા મહેતાજીને તેમણે મદદ માટે મોકલ્યા. તેમનું નામ ઊકાભાઇ વીરાભાઈ છે, જે ત્યાર પછી ઘણાં વરસો સુધી ભાળજ મંડળીના વડીલ હતા.

હજુ આ વખત સુધી સ્ત્રીઓમાં ઝાઝું કામ ચાલતું ન હતું. મિશનેરી સાહેબોનાં મડમ સાહેબો મંડળીમાં તથા બહારની સ્ત્રીઓમાં કામ કરતાં હતાં. આ વખત સુધી બાયબલવીમનો પણ હતી નહિ, પણ જ્યારે ઝનાના મિશન વિષે લખીશું ત્યારે એ વાત સવિસ્તર કહેવામાં આવશે.

### મંડળીઓની વૃદ્ધિ અને વધુ મિશનેરીઓનું આવવું

ગુજરાત પ્રાંતમાં ધર્મજાગૃતિ ધીમેધીમે વધતીજ ગઇ. થએલા નવા ખ્રીસ્તીઓને માટે વ્યવસ્થા કરવાની ઘણીજ જરૂર જણાઇ, તેમને માટે જમીન રાખી પરાં બંધાવવાનો વિચાર થયો, ને વળી વધુ કામદારોની પણ જરૂર પડી. ઇશ્વરકૃપાથી બીજા પાંચ મિશનેરીઓ આવ્યા. આ સોનેરી ટોળીમાં પહેલા આવ્યા તે મહે. રેવ. વિલ્યમ વાલેસ બ્રાઉન સાહેબ હતા, તેમની સાથે તેમનાં બહેન (૨) લેડી મિશનરી મિસ બ્રાઉન સાહેબ હતાં; (૩) મહે. રેવ. જોન શિલેડી સાહેબ, (૪) મહે. રેવ. જોન હ્યુએટ સાહેબ અને (૫) એમનાં મડમ સાહેબ. એ પાંચે (પંચ રત્ન) હિન્દને મુંબઇ આરે ઉતર્યાં. તેમના વિષે આપણી બોર્ડના કનવિનર મહે. ડૉ. સ્ટીવન્સન સાહેબે ઘણોજ ઉંચા પ્રકારનો અભિપ્રાય લખી મોકલ્યો હતો. તેમના સોનેરી શબ્દો આ હતા: "જાણે કે અમે અમારી વહાલી આંખો ને જમણા ભુજો તમારી પાસે ગુજરાતમાં કાઢીને મોકલીએ છીએ. એવા તેઓ વિશ્વાસુ, ઉદ્યોગી અને ઉપયોગી છે." આ ટોળી ત્યાંથી ૧૮૭૪ના

નવેમ્બર માસમાં નીકળી, ને ડીસેમ્બર અધવારતાં મુંબઇ બંદરે ઇશ્વરકૃપાએ સહિસલામત ઉતરી. તેમની નિમણુક અગત્ય પ્રમાણે નિચે મુજબ થઇ: મહે. રેવ. હ્યુએટ સાહેબને મોટા સ્ટેશન બોરસદમાં મહે. રેવ. જ. વ. સ. ટેલર સાહેબની પાસે રાખવામાં આવ્યા. તેમના કામ અને નામ વિષે અહીં પહેલી ને છેલ્લીજ વાર લખવામાં આવે છે, કેમકે તેઓ બહુજ ટુંક મુદતમાં હિન્દમાંજ મરણ પામ્યા.

## ખઢાણા શાખા ને હ્યુએટ સાહેબ

હ્યુએટ સાહેબ બોરસદ રહીને ખઢાણા અને પંડોળીમાં કામ કરતા કરાવતા. તેમણે જાતે પણ ઘણુંજ જોસભેર કામ કર્યું. ખઢાણામાં મંદિર વગેરે બાંધકામ માટે સરકારે અઢી એકર જમીન આપેલી, તેમાં તેમણે ઘરો, મંદિર ને પોતાને તથા કામદારોને માટે ઘરો બંધાવ્યાં. તે કરવામાં આ જુવાન સાહેબે તડકામાં પણ કામ કર્યું અને કરાવ્યું. ઈંટો, લાકડાં, નળિયાં વગેરે બાથો ભરીભરીને તેમણે કામ કર્યું. તેથી તે માંદા પડ્યા ને એજ મંદવાડમાં મુંબઇ ગયા ને ત્યાં મરણ પામ્યા. ખઢાણાના જુના વૃદ્ધ ખ્રીસ્તીઓના મ્હોડેથી મેં સાંભળ્યું છે કે, "ખઢાણાના લોકોને માટે હ્યુએટ સાહેબે પોતાનું લોહી (જીવ) આપ્યું." એ વખતે ખઢાણા તરફ કામ કરનારા દેશી કામદારો દેશાઇભાઈ ખોજીદાસ તથા વહાલજી બેચરદાસ (સસરોજભાઈ) હતા. વહાલજીભાઈ દેશાઇભાઇની દીકરી બાઈ જીતાબાની સાથે પરણ્યાં હતા. રામભાઈ કલ્યાણ પણ કોઇ કોઈ વખતે ત્યાં જતા. વળી જેઠા ભગવાન પણ ત્યાં જતા આવતા. એ નામના બે હતા, એક જેઠા ભગવાન બોરસદ રહેતા; અને બીજા બોચાસણ રહેતા. એ બન્ને કામદાર હતા ને ગામડાંમાં ફરતા. તે વખતે ખઢાણાના કામ પાછળ લગભગ રૂા. ૨,૫૦૦ ખરચ કર્યું સંભળાય છે. એ ખરચના બધા રૂપિયા વિલાયતના એક સખી દાતારે પુરા કર્યા હતા. ત્યાર પછી તેમાં ઘણોજ સુધારોવધારો કરીને તદન નવાંજ મકાનો મહે. રેવ. હેન્ડરસન સાહેબે બંધાવ્યાં. મહે. રોબર્ટ બોયડ સાહેબે પણ ઘણું કામ કર્યું કરાવ્યું. આ ખઢાણું પહેલાંના કામદારોને કાળા પાણી જેવું લાગતું. એમાં કરસનદાસ ઉર્ફે ઇસુદાસ રહ્યા, કાળીદાસ શીવાજી રહ્યા; પછી લાજરસ તેજપાળ ઘણાં વર્ષ રહ્યા, ને તેજ મંડળીના પ્રથમ

પાળક થયા. નવું મોટું મંદિર તથા છોકરાં માટે હોસ્ટેલ છપનિયામાં થયું. મીઠો કુવો પણ થયો. એ બધું લાજરસના વખતમાં થયું. પછી ખઢાણા કાળું પાણી પીટીને મધ ને દૂધ વહેનારો દેશ થઈ પડયો. છપનિયામાં (સંવત ૧૯૫૬ એટલે ઇ. સ. ૧૯૦૦માં) દુકાળનું વર્ષ હતું, તેથી ગરીબોને મજુરી મળે માટે હેન્ડરસન સાહેબે મોટું દેવળ ને સાહેબોને રહેવા માટે એક નાનો બંગલો બનાવ્યો. એ દેવળ ઉઘાડવાનું હતું ત્યારે આપણી બોર્ડના કનવિનર (સેક્રેટરી) સાહેબ મહે. ડો. બાર્કલી સાહેબ પધાર્યા હતા, અને તેજ વખતે સવારની ક્રિયાવખતે પાળક લાજરસ તેજપાળને હાથે ૧૦૭ માણસનું બાપ્તિસ્મા થયું હતું! એવો આશીર્વાદિત બનાવ ગુજરાત તથા કાઠિયાવાડમાં તો શું, પણ આખા હિન્દમાં બન્યો હોય એવું જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી!! સેવા પૂરી થયા પછી મંદિર બહાર નીકળીને ડો. બાર્કલી સાહેબે સેવકનો હાથ (શેક હેન્ડ કરતાં) ઝાલીને કહ્યું, "લાઝરભાઇ, યહ કાર્ઓ બચ્ચુંકા નહિ હૈ, મગર ફાર્કલીતકા હૈ." મતલબ કે આ કામ છોકરાનું નથી પણ પ્રભુ પવિત્ર આત્માનું છે. તે પંજાબના જજ સાહેબ હતા, તેથી હિન્દી બહુ સારી રીતે જાણતા હતા. તે વખતે હેન્ડરસન સાહેબે ડોકટર સાહેબને કહ્યું, "લાજરસ હિન્દુસ્તાન તરફનો છે.'

હવે ખઢાણાની છેલ્લી વાત બંધ કરતાં મારે એ પણ કહેવું જોઇએ કે, આ નવાં દેવળો (કેટલાંક ચરોતરનાં) બાંધવા સારૂ એક ખાસ ફન્ડ ખોલવામાં આવ્યું હતું. સને ૧૮૭૫ના સપ્ટેમ્બર માસમાં એ ફન્ડમાં રૂા. ૬,૫૦૦ ભરાઇ ચુકયા હતા. તેમાં મોટી રકમ આપનાર કોઇ ત્રણ મિત્ર હતા. તેઓએ એવી શરતે આ ફન્ડમાં નાણાં આપ્યાં હતાં કે, "મહેરબાની કરીને અમારાં નામ બહાર પાડવાં નહિ." અહા! આ કેવી ને કેટલી ઉદારતા!! આ વાત મને હેન્ડરસન સાહેબે કહી હતી. તે વખતે હું સાહેબ આગળ એક સાખી બોલ્યો કે, "હે જનિતા,

જણ તો ત્રણ જણ, દાતા, ભક્તા કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, તું મત ગુમાવતી નૂર."

અર્થ—હે પુત્ર જણનારી બાઇ, જો તું જણે તો ત્રણ નર જણજે, એટલે દાતાર (ઉદાર), ભક્ત અથવા શૂરો; નહિ તો વાંઝ રહેજે, ને તારા

મુખનું નૂર (તેજ) ખોઇંશ મા" (એ ત્રણ પુરૂષ વગર પૃથ્વી પર ચોથાનો ખપ નથી).

### બ્રાઉન સાહેબ અને તેમનાં બેનનું કામ

મહે. રેવ. બ્રાઉન સાહેબ અને તેમનાં બેનને પ્રથમ સુરતમાં રાખવામાં આવ્યાં. પછી ૧૮૭૬માં તેમની નિમણુક બોરસદમાં થઇ. આ અરસામાં મહે. રેવ. રોબર્ટ જેફ્રે સાહેબ બોરસદ મંડળીની મુલાકાત લેવા આવ્યા. તેમણે આઇ. પી. મિશનના ૫૦ વર્ષના ઇતિહાસમાં આ પ્રમાણે લખ્યું છે: "મેં નજરે જોયું છે કે, બોરસદ જેવું ઉત્તમ સ્ટેશન આખા હિન્દુસ્તાનમાં નથી." આ શબ્દો બોરસદ મિશન માટે કેટલા બધા ઉંચા છે! મહે. રેવ. બ્રાઉન સાહેબ અને તેમનાં બેન મિશનનાં છોકરાછોડીઓની બહુ સારી રીતે સંભાળ રાખતાં હતાં. મંડળીમાં, બોરસદ ગામમાં અને તેની આસપાસનાં ગામડાંમાં બહુજ કાળજી રાખી તેઓ કામ કરતાં હતાં, અને કરાવતાં હતાં. તેમનું વિશેષ સ્મારકસ્તંભ જેવું કામ તો બ્રુકહિલ ગામ છે.

### બ્રુકહિલ

મહે. રેવ. બ્રાઉન સાહેબે બોરસદની પૂર્વે છ સાત માઇલને અંતરે એક નવુંજ મથક બાંધવા શરૂ કર્યું. આયર્લાંડમાં તેમના બાપદાદાના ઘરના નામ પરથી તેમણે આ નાનકડા ગામને "બ્રુકહિલ" (બ્રાઉન ટેકરી) નામ આપ્યું. કસુંબાડ ગામના ચરામાં આ ગામની સુંદર ટેકરી આવેલી છે. આ ગામ બાંધવામાં પહેલ પ્રથમ સુરતના ભગવાનભાઇ ગોસાંઇને મોકલવામાં આવ્યા, અને જમીન સુધારીને તે પર ઘરો, મંદિર, કુવા વગેરે કરાવ્યાં. વળી દેવળના કંપાઉન્ડમાં બહુ સુંદર વાડી બનાવવામાં આવી, તેમાં એટલોજ વાંધો હતો કે તેમાં ફૂલ મળે નહિ, પણ સારાં ફળો થાય એવી જમરૂખીઓ, નારંગીઓ, લીંબીઓ વગેરેથી તે એક ઘણો રળિયામણો બગીચો બન્યો હતો, એ મેં મારી નજરોનજર જોયો છે. બોરસદ અને તેની આસપાસનાં ગામમાંથી ખેતી કરી શકે એવાં કુટુંબો લાવીને તેમાં વસાવ્યાં. મિ. ભગવાનભાઇએ સાહેબના હુકમાનુસાર અને વળી પોતાની અક્કલ-હુશિયારીથી આ પરાની શોભા બહુજ વધારી દીધી હતી. તેથી ઘણા દૂર દૂરના ખ્રીસ્તી લોકો તેને જોવા માટે આવતા હતા. આ લખનાર પણ તેમાં

બે વાર એટલે ૧૮૯૫માં અને બીજી વાર ૧૯૧૬માં ખાસ કામદાર તરીકે રહ્યો હતો. હવે આ ગામમાં જે પ્રથમ ખેડુતો આવી વસ્યા તેમનાં મુબારક નામો આ જગાએ લખવાં યોગ્યજ છે. ફક્ત કુટુંબના મુખ્ય પુરૂષનું નામજ લખેલું છે. હાલમાં વસ્તી વધી છે, અને પાંખોરૂપી બે પરાં પણ વસાવેલાં છે; પણ મારો હેતુ અસલ પાયો કેવી રીતે નંખાયો અને તેની વૃદ્ધિ કેવી રીતે થઇ, એજ દેખાડવાનો છે.

### બ્રુકહિલનાં અસલ કુટુંબો

| નંબર | નામ | |
|---|---|---|
| ૧. | જીજીભાઇ અભેસિંગભાઇ | |
| ૨. | સુંદરભાઇ જેઠાભાઇ | |
| ૩. | પુંજાભાઇ દુલ્લેસિંગભાઇ | |
| ૪. | કેશવભાઈ હાંસજીભાઈ | |
| ૫. | જશાભાઇ જીવાભાઇ | |
| ૬. | બાવાજી ઉકાભાઇ | |
| ૭. | બાજીભાઇ જીવાભાઈ (દેવાણા) | |
| ૮. | કાળીદાસ લિમ્બાભાઇ | |
| ૯. | મીઠાભાઇ પરશોત્તમભાઇ | |
| ૧૦. | અભેસિંગ અદેશીંગભાઇ | |
| ૧૧. | પુંજાભાઇ | (પછીથી આવ્યા) |
| ૧૨. | ડાભાઈ ત્રીકમભાઇ | ,, |
| ૧૩. | પ્રેમાભાઈ હાંસજીભાઈ | ,, |
| ૧૪. | ધુળાભાઈ મીઠાભાઈ | ,, |
| ૧૫. | હેન્રીભાઈ અનસિંગ | ,, |
| ૧૬. | શીવા કાળીદાસ | ,, |

બ્રુકહિલથી થોડે થોડે છેટે બીજાં બે પરાં પાંખરૂપ બાંધેલાં છે. એટલે દક્ષિણે ગિલેસ્પીપુર, અને દેહેમી ગામ પાસે સાંડસપુર. તે બે શાખાપરાં સુદ્ધાં બ્રુકહિલની વસ્તી હાલ ૩૩૪ ઉપરાંતની છે. ભગવાનભાઇ બ્રુકહિલ બાંધીને કાઠીઆવાડમાં વાલેસપુર ગયા; અને રામભાઈ કલ્યાણ બોરસદથી બ્રુકહિલ ગયા. ત્યાં ગયા પછી થોડાંક વર્ષે તેમને ત્યાં દેશી

ખ્રીસ્તીઓમાંથી પ્રથમ દેશી પાળક ઠરાવવામાં આવ્યા (૧૮૮૮). તેઓ મરણ સુધી બ્રુકહિલમાંજ રહ્યા. ત્યાર પછી કાનજી માધવજી રત્નગ્રાહી પોરબંદરવાળાને બ્રુકહિલ મોકલવામાં આવ્યા. તેમને ૧૯૦૫માં પાળકની દીક્ષા મળી. તેઓ પણ મરણપર્યંત બ્રુકહિલ રહ્યા. તેમના અચાનક મરણ પછી હાલ ચોહાનભાઇ નારણભાઇ પાળક છે. તેમની દીક્ષા ૧૯૧૯માં થઇ હતી. તેઓ હાલ સુધી બ્રુકહિલ મંડળીના પાળક છે.

વહાલા બ્રાઉન સાહેબનું અને તેમનાં માનવંત બહેન મિસ બ્રાઉન સાહેબનું નામ ફરી આ ઇતિહાસમાં આવનાર નથી, એ કેટલી બધી દુઃખની વાત છે! કેમકે માંદગીના કારણથી બન્ને ભાઇબહેન તેમના વહાલા સ્ટેશન બોરસદથી ૧૮૮૨ માં સ્વદેશ ગયાં. તેઓ ફરી પાછાં આ દેશમાં આવી શક્યાંજ નહિ, પણ ત્યાં રહીને તેઓએ પોતાના અહીં બંધાવેલા બ્રુકહિલ માટે મદદ પર મદદ મોકલ્યાજ કરી. વહાલા બ્રાઉન સાહેબ થોડાં વર્ષ જીવીને મરણશરણ થયા. પ્રભુમાં તેમનું કામ નિષ્ફળ નિવડ્યું નથી. તેમનાં બહેન મિસ બ્રાઉન સાહેબ હજી જીવે છે, અને "સત્યોદય" મંગાવી વાંચે છે, એવું મેં સાંભળ્યું છે.

**આણંદ ને નડીઆદમાં મહે. રેવ. જોન શિલેડી સાહેબનું કામ**

આવેલી ટોળીના ત્રીજા મિશનેરી મહે. રેવ. જોન શિલેડી સાહેબ હતા. આગળ જતાં તેમને સુરત પ્રેસ્બિટેરીમાં ડૉકટરની પદવી (ડીગ્રી) મળી હતી. તે આવ્યા ત્યારે પ્રથમ તો અમદાવાદ મિશન હાઈસ્કુલના પ્રિન્સીપાલ નીમાયા. કેમકે મહે. રેવ. મકમોર્ડિ સાહેબ માંદગીના કારણથી સ્વદેશ પધાર્યા હતા. આ અરસામાં મિશન હાઇસ્કુલનું મકાન પણ તૈયાર થયું હતું, માટે ભાડાના મકાનમાંથી સને ૧૮૭૫ની સાલે હાઇસ્કુલ નવા મકાનમાં ફેરવવામાં આવી. ત્યાર પછી મહે. મેકાફી સાહેબની નિમણુક અમદાવાદ હાઈસ્કુલ પર થઇ, એટલે રેવ. જોન શિલેડી સાહેબ થોડી મુદત માટે સુરત ગયા. અત્યાર સુધી બોરસદ મંડળીના પાળક જ. વ. સ. ટેલર સાહેબ હતા. તેઓ બોરસદ, આણંદ અને નડીઆદ સુધીની મંડળીઓની ખબર રાખતા હતા, પણ બોરસદ મંડળીમાં કામ વધી પડયું, એટલે બોર્ડની મંજુરી મેળવીને આણંદને એક ખાસ મિશન સ્ટેશન તરીકે ઉઘાડવામાં આવ્યું. તેમાં પહેલપ્રથમ મહે. રેવ. જોન શિલેડી સાહેબની નિમણુક

થઇ. સાહેબ આવ્યા ત્યારે પ્રથમ તો આપણું જુનું કંપાઉન્ડ જેમાં નિશાળ ને ઘરો હતાં તેની પાસે એક જુની પોસ્ટ ઓફિસ ખાલી હતી તે ભાડે રાખીને તેઓ તેમાં રહ્યા. તે વખતે સાહેબ કુંવારા હતા. પછી સાહેબે એ પોસ્ટ ઓફિસ વેચાણુ રાખી. કેટલાંક વર્ષ સાહેબ આ ઓફિસમાં રહ્યા. લગ્ન કર્યા પછી પણુ તેઓ એમાંજ રહ્યા. પણુ અહીં રહીને તેમણે સ્ટેશન પર જમીન રાખી અને પ્રથમ ત્રણુ ચાર ઘર, બંગલા, દેવળ, વગેરેનું બાંધકામ શરૂ કર્યું. પછી સાહેબે જુના કંપાઉન્ડમાં હોસ્ટેલ કરીને ઘણુા છોકરાઓને ભણાવ્યા; જેઓ પછી મિશનના કામદાર, માસ્તરો, ઉપદેશકો, વડીલો ને પાળકો, હા, એક ડૉકટર પણુ થયા. તેમનાં નામ સુધ્ધાં વિગતવારે લખવાની હ્યાં જગા નથી. ડૉ. દલપત મકનભાઇ પણુ એજ નિશાળમાંથી નીકળ્યા. આ વખતમાં આણુંદ તરફ ઇશ્વરે ભારે ધર્મજાગૃતિ કરી. શિલેડી સાહેબે ભાલેજ, ને ફેરીપુર( તેત્રસુંબા પાસે )માં એ નવી શાખા ખોલી, અને ત્યાં નવાં પરાં વસાવ્યાં. નડીઆદ અને તેની આસપાસ, બોરીઆવી અને તેની આસપાસ, તથા કરમસદ, એ બધે ઠેકાણે જ. વ. સ. ટેલર સાહેબના વખતથી કામ ચાલતું હતું. શીવા બાજી મહેતાજીની સાથે હું પણુ નડીઆદ તરફ કામ કરતો હતો. પણુ પછી એ બધાં નાનાંમોટાં ગામ આણુંદ મંડળી સાથે જોડી દેવામાં આવ્યાં. એ બધાં રવિવારે ઠરાવેલા મુખ્ય મથકમાં ભેગાં થતાં (નડીઆદની આસપાસનાં નડીઆદ, ભાલેજની આસપાસનાં ભાલેજ, અને આણુંદની આસપાસનાં આણુંદ). પરંતુ વાર્ષિક મોટી મંડળીવખતે સંસ્કારાર્થે પહેલાં બોરસદ, પણુ આણુંદ સ્ટેશન થયા પછી બધાં આણુંદ એકઠાં થતાં હતાં. આ વખતમાં શિલેડી સાહેબની અથાક મહેનત ને ખંત તથા કાળજીને લીધે આણુંદ તરફનું કામ બહુ ઝપાટાભેર વધી ગયું. આણુંદ સ્ટેશન પર અને નડીઆદ સ્ટેશન પર તેમજ ભાલેજના ચરામાં જમીન રાખીને તેમાં ઘરો, કુવા, ને મંદિરો બંધાવવામાં આવ્યાં. વળી દરેક મોટા ગામમાં નિશાળો પણુ ખોલવામાં આવી, તેથી નિશાળો પણુ વધી. નડીઆદના કામદાર શીવા બાજી મહેતાજી ક્ષયરોગી હતા તેઓ મરણુ પામ્યા પછી ત્યાંનો ચાર્જ આ લખનારને હાથ આવ્યો. નડીઆદનું નાનું કંપાઉન્ડ, ઘરો ને મંદિર બંધાવવામાં આવ્યાં, અને ઝાડો રોપીને કંપાઉન્ડ બહુ શોભતું કરવામાં આવ્યું. એ કામ થઇ રહ્યા

પછી સાહેબે મને થોડો વખત (નથુ હરીભાઇના આવતાં સુધી) ભાલેજ રાખ્યો. સને ૧૮૭૭માં નડિઆદનું મંદિર ઉઘાડવામાં આવ્યું. દેવળ અને સાહેબને રહેવાનું ઘર તથા બબરચીખાનું વગેરે બનાવતાં આસરે રૂા. ૩,૫૦૦ જેટલું ખરચ થયું, તે બધું ખરચ શિલેડી સાહેબના કોઇ સખી દાતાર મિત્ર તરફથી મળ્યું. તેણે પોતાનું નામ જાહેર કરવાની ના કહી હતી, એ વાત શિલેડી સાહેબે મને કરેલી. આ દેવળની પ્રતિષ્ઠા કરવા માટે મહે. રેવ. બ્રાઉન સાહેબને તથા મહે. રેવ. રોબર્ટ ગિલેસ્પી (મોટા) સાહેબને આમંત્રણ આપી બોલાવેલા હતા. તે વખતે ૧૫૦થી વધારે ખ્રીસ્તીઓ હાજર થયા હતા. ૩૦ તો ઉમેદવારો હતા, તેઓએ પરીક્ષા આપી બાપ્તિસ્મા માગ્યું, તેમાં ૯ પાસ થયા અને તેમનું બાપ્તિસ્મા થયું. આઈ. પી. મિશનવાળા બીજાં મિશનોની પઠે માત્ર ઇસુનું નામ કબુલ કરનારને એકદમ બાપ્તિસ્મા આપી દે છે, એમ નથી. તેઓ ખ્રીસ્તને બરાબર સમજે છે, ઓળખે છે, અને વિશ્વાસ કરે છે, એવી ખાતરી જ્યાં સુધી મળે નહિ ત્યાં સુધી બાપ્તિસ્મા આપવું એ વાજબી નથી.

**ભાલેજનું પરૂં (સને ૧૮૭૬-૭૭માં)**

મહે. રેવ. જોન શિલેડી સાહેબે ખ્રીસ્તી લોકોના સુખને અર્થે અને લોકોને સ્થાયી તથા દૃઢ કરવા માટે ભાલેજ ગામની નજીક ૧૨૦ એકર જમીન રાખીને તેમાં પરૂં બાંધ્યું. તેનું નામ કંઈ ખાસ રાખવામાં આવ્યું નહિ, પણ તેને "ભાલેજ" કહે છે, કેમકે તે ભાલેજ ગામની છેક નજીકનું પરૂં છે. તેમાં દેવળ, ઘરો, ને કુવો કરાવવામાં આવ્યાં. ભાલેજનું દેવળ બાંધવા માટે વિલાયતના નામદાર કેરી સાહેબે રૂા. ૨,૫૦૦ અર્પણ કર્યા હતા. શરૂઆતમાં બંધાતી વખતે જીભાઈ ઇશ્વરદાસને રજા આપી ને નથુભાઇ રાજકોટથી ભાલેજ આવે ત્યાં સુધી આ ચોપડી લખનારને પરામાં કામ કરાવવા રાખવામાં આવ્યો હતો. નથુભાઇ હરીભાઈના આવ્યા પછી લેખક આણંદ ગયો. આણંદ, ગામડી, નાવલી, કરમસદ, સામરખા, કાસોર, અજરપુર વગેરે ગામોથી ખ્રીસ્તી ખેડુતોને ભાલેજમાં વસાવવામાં આવ્યા. પ્રથમના જે ખ્રીસ્તીઓ આવ્યા તેમનાં મુબારક નામોની યાદી અત્રે આપવી ઉચિત છે. બીજા પછી આવ્યા. પણ જેમ બીજાં પરાંમાં અસલ રહેવા આવનારનાં નામોની યાદી આપેલી છે તેમ ભાલેજ પરાની પણ આપેલી છે.

| નંબર | નામ | ગામ |
|---|---|---|
| ૧. | વિરાભાઇ મીઠાભાઇ ગાનિયા | આણંદ |
| ૨. | પુંજા ખેંગારભાઈ | ,, |
| ૩. | ભૂધરભાઇ દેવાભાઇ | નાર |
| ૪. | ઉકાભાઈ વિરાભાઈ | આણંદ |
| ૫. | ગણેશભાઇ ખાનાભાઇ | ,, |
| ૬. | કેશવભાઇ પાંચાભાઇ | અજલપુર |
| ૭. | અજાભાઇ પાંચાભાઇ | ,, |
| ૮. | કુબેરભાઇ બાભાઈ | આણંદ |
| ૯. | કાનજીભાઇ પુંજાભાઇ | ,, |
| ૧૦. | હીરાભાઇ ખેંગારભાઇ | ,, |
| ૧૧. | પ્રેમાભાઇ વિશભાઈ | ,, |
| ૧૨. | મીઠાભાઇ સોમાભાઇ | ,, |

આ પરાના કામદારો અનુક્રમે જીભાઇ ઇશ્વરદાસ, લખનાર પોતે અને નથુભાઇ હરીભાઇ હતા. નથુભાઈ આ પરાના પાળકની દીક્ષા પામીને ઘણાં વર્ષ રહ્યા. તેમના મરણ પછી રેવ. થોમાભાઈ પાથાભાઇ પુનઃસ્થાપિત પાળક થયા, ને તેમને પેન્શન મળ્યા પછી ગેંદાલભાઈ અમથાભાઇ નીમાયા. તેઓ પણ પાળકપદ પામ્યા, અને હાલ સુધી છે. વળી એમાં વડીલો છે, તેથી તે સેશનવાળી વ્યવસ્થિત મંડળી ગણાય છે. વળી ભાલેજ પરાની આસપાસ બીજાં કેટલાંએક પરાં વસાવેલાં છે, જેવાં કે આશીપુર, ભિલેશ્વર, બ્રાઉનપુર તથા બાર્કલીપુર. એ બધાં પરાં ભાલેજ મંડળીની શાખાઓ છે. તેની કુલ વસ્તી હાલ ૨૬૪ ઉપરાંતની છે. આણંદ મંડળીની મોટી શાખાઓ ભાલેજ, કેરીપુર, મંટગમરીપુર, નડીઆદ અને કરમસદ છે. એ શાખાઓમાંની કેટલીકમાં પાળક અને વડીલો છે તેથી તે વ્યવસ્થિત ગણાય છે. આણંદ, ભાલેજ તથા કેરીપુર એ ત્રણ વ્યવસ્થિત મંડળીઓ અને બાકીની અવ્યવસ્થિત મંડળીઓ ગણાય છે. મેં આગળ ભાલેજ મંડળીના પ્રથમ રહેવા આવનારાંનાં નામ લખ્યાં છે, પણ આણંદ મંડળીના જે શરૂઆતના પાયાના પત્થર જેવા સભાસદો હતા તેમનાં નામ લખવા ભૂલથી વિસરી ગયો છું; તેથી હજુ આણંદ મંડળી અને તેની

શાખાઓની વાત ચાલુ છે, એટલામાં મૂળ આણુંદના પિતૃઓ જે આસ-પાસનાં ગામોમાં રહેતા પણ આણુંદ મંડળીના કામદાર અને કર્તાહર્તા જેવા હતા તેમનાં નામ આપવાની અગત્ય છે.

**આણુંદ મંડળીના અસલના સભાસદ**

| નંબર | નામ | ગામ | આસરે સંખ્યા |
|---|---|---|---|
| ૧. | ઉકા ચીકા ને કાનીબાઇ | આણુંદ | ૨ |
| ૨. | ખુશાલ ચીકા | ,, | ૪ |
| ૩. | રણછોડ રાઘવભાઇ | ,, | ૩ |
| ૪. | ભગવાનભાઇ ખાનાભાઇ | ,, | |
| ૫. | ધનજી | ગામડી | |
| ૬. | વિરાભાઇ (ગાનિયા) | ગાનાઓરિયા | |
| ૭. | ઉકાભાઇ વિરાભાઇ ,, | ,, | |
| ૮. | ગણેશભાઇ લાલાભાઈ | આણુંદ | ૪ |
| ૯. | કુબેરભાઇ બાભાઈ | ,, | |
| ૧૦. | દેવજી બળવંત | ગામડી | |
| ૧૧. | અમથાભાઇ બળવંત (મોંઘીભાઇ) | ,, | |
| ૧૨. | પુંજા ખેંગારભાઇ | ,, | |
| ૧૩. | આશાભાઇ બળવંત | ,, | |

વળી **કરમસદના** ભાવિક ભકતો પણ આણુંદ મંડળીના પ્રથમ પાયારૂપ હતા. તેમનાં શિરોમણી નામ :—

| નંબર | નામ | | ગામ |
|---|---|---|---|
| ૧૪. | ઉકાભાઇ દુધાભાઇ | ભક્ત (અટક) | કરમસદ |
| ૧૫. | મુળદાસ | ,, | ,, |
| ૧૬. | રામભાઇ | ,, | ,, |
| ૧૭. | ડાહ્યાભાઇ | ,, | ,, |
| ૧૮. | અમથાભાઇ ઉકાભાઇ | ,, | ,, |
| ૧૯. | ગબડભાઇ પુંજાભાઇ (કામદાર) | | સામરખા |
| ૨૦. | કેશવ (ડભાણા) | | ડભાણ |

એ વિના નડીઆદગામે બીજા ઘણા પિતૃઓ હતા. તેમને હું ઓળખું છું, પણ તે બધાંનાં નામ અત્રે લખી શકાય નહિ.

આ કરમસદના ભાવિક ભકતોનાં સંતાનમાંથી ઘણાક છોકરાઓ શીખીને હુશિયાર થયા. ઉકાભાઇના દીકરા જીવાભાઇ ઉકાભાઇ વકીલપદ પામ્યા. ડાહ્યાભાઇના બે ચિરંજીવી શમૂએલ ડાહ્યાભાઈ અને દાનીયેલ ડાહ્યાભાઇ એ બે પાળકો હાલ સુધી મોજુદ છે. મુળજી મકનના દીકરા યોહાન મુળજીભાઇ ઘણાં વર્ષ બોરસદમાં (સિનિયર શીખેલા) હેડ માસ્તર હતા. એમ તેઓનાં ફરજન અને ફરજનનાં ફરજનમાંથી બહુ સારાં ફળ નિવડયાં, ને હજી નિવડશે. આણંદ મંડળી (ભાલેજ, નડિયાદ, કેરીપુર અને કરમસદ મળીને) મહે. રેવ. જે. શિલેડી સાહેબના વખતમાં બહુજ વૃદ્ધિ પામી; પણ મહે. રેવ. ડૉ. સ્ટીલ સાહેબના વખતમાં તે પરિપૂર્ણતાએ પહોંચી. હજુ પણ પાળકોના પ્રયત્નથી વૃદ્ધિ થતીજ જાય છે અને થતી જશે, આમેન. "સફળ થાઓ અને વધો." હજુ આણંદ વિષે ઘણી જાણવાજોગ વાતો છે, પણ હવે બહુ વિસ્તારે નહિ પણ ટુંકાણમાં પતવી દઇશું.

આપણી મિશન બોર્ડના કન્વિનર (સેક્રેટરી) માનવંત ડૉ. સ્ટીવન્સન સાહેબ તથા તેમનાં માનવંત મડમ સાહેબ અમેરિકા, જાપાન અને ચીન (વિશેષ મનચુરિયા)ની સફર કરીને ૧૮૭૭માં હિન્દના સુંદર સુરત બંદરે આવ્યાં. તેઓએ ગુજરાત અને કાઠિયાવાડની મંડળીઓમાં ફરીને પ્રેમી મુલાકાત લીધી. તેઓ અમદાવાદથી આણંદ આવ્યાં, ને આણંદ મંદિરનો પાયો માનવંત મડમ સાહેબને કોમળ હસ્તે નંખાયો. આ દેવળ બંધાયા પછી તા. ૨૦મી અકટોબર ૧૮૭૮ની સુપ્રભાતે તેની પ્રતિષ્ઠા થઇ. એ પ્રસંગે તેમાં આણંદ મંડળીના ૨૫૦ ખ્રીસ્તીઓ હાજર હતા. સને ૧૮૭૯ સુધી મહે. રેવ. જે. શિલેડી સાહેબ જુના કંપાઉન્ડ પાસેના એક નાના સાધારણ મકાનમાં કુટુંબ સાથે રહ્યા. સાહેબને રહેવા માટે બંગલો ન થયો ત્યાં સુધી દેવળના આગળના ભાગમાં વચ્ચે આડો પડદો કરી તેઓ રહ્યા. પણ છોકરાંનું હોસ્ટેલ તો જુના કંપાઉન્ડમાંજ હતું. નિશાળના પ્રથમ માસ્તર ગોપાળ મુળજીભાઇ હતા. તેઓ બાંધકામમાં રોકાયા ને ધર્મોપદેશક પણ થયા ત્યારે વિલ્યમ ગંગારામ માસ્તર થયા. તે વખતે દાઉદ નાથાભાઇ અને આ લખનાર આસિસ્ટંટ હતા. તે વખતે

તેત્રીસો કાળ (સંવત ૧૯૩૩) પડયો. ત્યારે ગરીબ લોકો બહુ દુઃખી હતા. ખ્રીસ્તીઓને પણ બહુ ભારે હરકત થઇ હતી, કેમકે ખ્રીસ્તી થયા પહેલાંની ધીરધાર ખ્રીસ્તી થયાને લીધે તુટી ગઇ હતી. આ વખતે છોકરાંના હોસ્ટેલમાં છોકરાંની ખુબ ભરતી થઇ હતી, કેમકે માબાપ-વાળાં ગરીબ છોકરાંને પણ નિશાળમાં રાખવામાં આવ્યાં હતાં. હા, દુકાળે અકાળે, મરકી મોંઘવારીએ આ મિશન હોસ્ટેલો તે અનાથ અને ગરીબોને માટે આશ્રયસ્થાનરૂપ છે. એ ખરડીયામાં શિલેડી સાહેબે એટલું બધું કાપડ વણાવ્યું કે ભરવાને પણ જગા ન હતી. પછી જ્યારે આણંદ રેલ્વે સ્ટેશન પર સાહેબે બંગલો, ઘરો અને નિશાળો બંધાવ્યાં ત્યારે તેમણે જુના કંપાઉન્ડમાંથી કામદારો અને છોકરા વગેરેને પોતાની પાસે નવા કંપાઉન્ડમાં રાખ્યા; તે રીત આજ સુધી ચાલે છે. પછી ઝનાના મિશનનાં મિસ સાહેબો આવ્યાં, તેમનું કંપાઉન્ડ વધ્યું; ઇસ્પીતાલના ડોકટર સાહેબો આવ્યા, તેમનું ત્રીજું કંપાઉન્ડ થયું; અને ચોથું દેવળ કંપાઉન્ડ થયું. એમ આણંદ ગુજરાતમાં આઇ. પી. મિશનનું મધ્યબિંદુ થયું. તેમાં વારંવાર પ્રેસ્બિટેરી ભરાય છે. હજીએ આણંદ વિષે જેટલું લખીએ તેટલું લખાય, પણ દળેલું દળવા જેવું થાય છે. માટે હવે આણં-દની એક મોટી શાખા ને વળી વ્યવસ્થિત મંડળી કેરીપુર વિષે થોડું લખું તો તે અસ્થાને તો નહિજ કહેવાય, કેમકે આણંદ સ્ટેશનની વાત હજી ચાલે છે.

## કેરીપુરનું બંધાવું

સને ૧૮૭૮માં મહે. જોન શિલેડી સાહેબે ડાકોરની ઉત્તરે કપડવંજની કાચી સડક પર (ડાકોરથી આઠ માઇલ તેત્રસુંબા ગામની પૂર્વે) બીડ રાખી તેને સુધારી પરૂં બંધાવ્યું. એ પરૂં બંધાવવામાં પહેલવહેલા દેવજી બળવંત વડીલને ત્યાં રાખવામાં આવ્યા. તેમણે ત્યાં રહીને ઘરો વગેરે બંધાવ્યાં, ને આણંદની આસપાસનાં કેટલાંક ગામોમાંથી સારા વિશ્વાસુ ખેડુતોને ત્યાં લઇ જઇને વસાવ્યા. તેને માટે રસ્તા પર સારૂં મોટું મંદિર બંધાવ્યું, તેની પાસે લગોલગ મિશનેરી સાહેબ રહી શકે એવો ભાગ બંધાવ્યો. તેમાં સહુથી પહેલાં દેવજીભાઇ કામદાર તરીકે રહ્યા; પછી થોમાભાઇ પાથાભાઇને રાખવામાં આવ્યા. થોમાભાઇ ત્યાંના પ્રથમ પાળક પણ થયા. તેમને

ત્યાં સારૂં નહિ રહેવાથી નથુભાઇ હરીભાઇના મરણ પછી તેમને ભાલેજ રાખવામાં આવ્યા, ને ત્યાંજ તેઓ પુનઃસ્થાપિત થયા. કેરીપુરમાં રેવ. પીતાંબરભાઇ શામજીની નિમણુક થઇ અને ત્યાં તેમની પાળકપદની દીક્ષા થઇ. કેટલાંક વર્ષ પછી રેવ. પિતાંબરભાઇને કેરીપુરથી આણંદ બોલાવવામાં આવ્યા. અહીં તેઓ પુનઃસ્થાપિત થયા. ૧૯૧૪માં કેરીપુરમાં દાનીયેલભાઇ ડાહ્યાભાઇની દીક્ષા થઇ, અને પછી તેમની જગાએ જીભાઇ પરશોતમભાઇ કેરીપુર ગયા. તેઓ પાળકપદ પામ્યા અને હાલ સુધી ત્યાંના પાળક તરીકે કામ કરે છે.

**કેરીપુરમાં પ્રથમ વસવા ગએલા પિતૃઓ**

| નંબર | નામ | ગામ | સંખ્યા |
|---|---|---|---|
| ૧. | ડાહ્યાભાઇ બોધાભાઇ | આખડોલ | ૯ |
| ૨. | રામભાઇ બોધાભાઇ | ,, | ૨ |
| ૩. | ખીમચંદ નાનાભાઇ | કરમસદ | ૨ |
| ૪. | દુધાભાઇ મીઠાભાઇ | નાવલી | ૫ |
| ૫. | શીવા હરખા | ,, | ૬ |
| ૬. | મીઠા ડુંગરભાઇ | ,, | ૨ |
| ૭. | દાનીયેલ કાળીદાસ | ખંભોળજ | ૫ |
| ૮. | લાલા રણછોડ | અજલપુર | ૩ |
| ૯. | લલ્લુ ભીખાભાઇ | ,, | |
| ૧૦. | મુળજી હીરાભાઇ | ઉત્તરસંડા | ૪ |
| ૧૧. | જીજા ઠાકરસી | કરમસદ | ૪ |
| ૧૨. | માધવ નથુભાઇ | ,, | ૫ |
| ૧૩. | જીવા મોટાભાઇ | કેરીઆવી | ૪ |
| ૧૪. | ઉકા જેરામ | બડાપરૂં | ૨ |
| ૧૫. | દયાળજી વિરજી | ચાંગા | ૬ |
| ૧૬. | ધના જીવાભાઇ | નડિયાદ | ૨ |
| ૧૭. | તુળશી નથુભાઇ | ભાલેજ | ૫ |
| | | કુલ | ૬૬ |

કેરીપુર વસાવવાનું ખરચ કેરી સાહેબે આપ્યું તેથી શિલેડી સાહેબે તેનું નામ "કેરીપુર" રાખ્યું.

આણંદ મંડળીની એક જુની જેવી શાખા વિષે લખવા હું ભુલી ગયો છું; પણ હજુ આણંદ મંડળીની શાખાઓ લખાય છે ત્યાંજ તે વિષે કંઈક લખું તો તે અસ્થાને તો નહિજ ગણાય.

## મંટગમરીપુર

આ પરૂં આણંદથી બહુ છેટે તો નથી. બોરીઆવી ગામની પાસે અને બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના બોરીઆવી સ્ટેશન પર આ પરૂં બંધાવેલું છે. ગાડીમાં બેઠે બેઠે દેવળ દેખાય છે, ત્યાં ઘણાં ઘરો છે. તેમાં હાલ નદાણીયાના પરા સાથે ૧૦૧ માણસની વસ્તી છે. તેમાં સને ૧૯૦૭માં શમૂએલભાઈ ડાહ્યાભાઈ પાળક નીમાયા. તેઓ હજુ તેમાંજ કામ કરે છે. ત્યાંનું મંદિર સને ૧૯૨૭ના વાવાઝોડામાં પડી ગયું. તે જગાએ નવું મંદિર બાંધવામાં આવ્યું. એ પેટે ગુજરાત કાઠિયાવાડની મંડળીઓએ તથા વ્યક્તિગત ભાઇબેનોએ સારો ફાળો આપ્યો. તેની પ્રતિષ્ઠા તા. ૬–૩–૩૦ને દિને કરવામાં આવી. એ મંડળીમાં ઘણાં વરસોથી પાળક તો છે, પણ અત્યાર સુધી વડીલો નહોતા; પરંતુ મંટગમરીપુરની મંડળીના ધનભાગ્યે જે દિવસે મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી તેજ દિવસે મુસા નાથાજી અને સરદાર બલુભાઈ નામના બે શખ્સોની વડીલપદે દીક્ષા પણ કરવામાં આવી. જેથી મંડળીને નવું મંદિર મળ્યું તેજ દિવસે તે પૂર્ણ વ્યવસ્થિત પણ થઈ. પ્રતિષ્ઠા તથા દીક્ષાના મંગળમય દિવસે ગુજરાત તથા કાઠિયાવાડમાંથી પુષ્કળ ભાઈબેનો હાજર થયાં હતાં.

## રાણીપુર વિષે કાંઇ વધારે જાણવા જોગ

સને ૧૮૭૬ સુધી રાણીપુરમાં મંદિર બંધાવેલું ન હતું. નિશાળના મકાનમાં પ્રાર્થના થતી હતી. મહે. રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબે રાજકોટથી અમદાવાદ આવીને રાણીપુરમાં મંદિર બંધાવવાનું કામ હાથ ધર્યું. એના ખરચને માટે તેમણે આયર્લાંડમાં ઉઘરાણું કરાવ્યું, તેમાં ૪૫૦ પૌંડ ઉઘરાણું થયું. આ સમે રાણીપુરની મંડળીમાં બેચરભાઇ અમરસિંગ, અજુભાઇ બાપુજી, ભગવાનભાઇ ગોબરભાઇ, જેસિંગભાઇ દેશાઇભાઈ અને ભાઇજીભાઈ ખુશાલભાઇ સ્તંભ જેવા ગણાતા હતા. મેં સાંભળ્યું

છે કે રાણીપુરના લોકોને દેવળ સંબંધી એટલો બધો હર્ષ થયો કે, દેવળમાં કામ કરવાની મજુરીના પૈસા લેવા નહિ, અને ગાડાંનાં ભાડાં પણ લેવાં નહિ, પણ ખુશીથી મફત કામ કરવું એવું તેઓએ કબુલ કર્યું. દેવળ પુરૂં થયા પછી તા. ૧૧ માર્ચ, ૧૮૭૭ માં સેવાર્થે તે ખુલ્લું મુકવામાં આવ્યું. એ પ્રસંગે મહે. રેવ. રોબર્ટ મંટગમરી સાહેબ અને મહે. રેવ. જ. વ. સ. ટેલર સાહેબ પધાર્યા હતા. મંટગમરી સાહેબને હાથે મંદિર ખોલવામાં આવ્યું, ને ટેલર સાહેબે પ્રતિષ્ઠાનું ભજન કરાવ્યું. વળી એ દેવળની પાસે એક ઘર પણ બનાવવામાં આવ્યું, કે જેમાં દેશી પાળક રહે. પણ અરેરેરે! ઘણીજ અફસોસની વાત છે કે હાલ સુધી એટલે ૫૦ વર્ષ ઉપરાંત વહી ગયાં, પણ હજી કોઇ દેશી પાળકને રાણીપુરે આમંત્રણ આપ્યુંજ નથી! વડીલો છે ખરા, પણ હજી પાળક નથી!! પ્રભુ એ દિવસ વહેલો આણો કે આ જુની મંડળી પાળકવાળી અને પૂર્ણ વ્યવસ્થિત થાય. હાલ આ મંડળીમાં ૪૦૦ ઉપરાંતની સંખ્યા છે, તેમાં ૭૦ ઉપરાંત પ્રભુભોજનમાં બેસનાર છે. હાલમાં રાણીપુર લગભગ ગામના રૂપમાં આવી ગયું છે, ને ઇશ્વરકૃપાથી હજુ વધશે ને મોટું થશે.

## (૬) ઇશ્વરવિદ્યાશાળા

### ડિવિનિટી કોલેજ—પહેલાંનું શિક્ષણ

ગુજરાત તથા કાઠિયાવાડના કામદારોને કામને લાયક કરવા માટે પ્રથમ અમદાવાદમાં એક "થિઓલોજીકલ" ટ્રેનિંગ કલાસ ચલાવવામાં આવતી હતી. એ કલાસના પ્રથમ સ્થાપક મહે. રેવ. જેમ્સ વોલેસ સાહેબ હતા. ત્યાર પછી એ કલાસ ચલાવનાર મહે. રેવ. ટી. એલ. વેલ્સ સાહેબ, મહે. રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબ, રેવ. વિલ્યમ બીટી સાહેબ અને રેવ. જ. વ. સ. ટેલર સાહેબ હતા. તે ઘણું કરીને દર ચોમાસે ચાલતી. તેનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો હતો. તેમાં શીખવાના વિષયો નીચે પ્રમાણે હતા:—ખ્રીસ્તી મંડળીનો ઇતિહાસ (પુરો); જુનો ને નવો કરાર (પુરો); ધર્મસંસ્કારો; "ઇશ્વરોજયતુ" એટલે બોધભાષણ નિરૂપણ; હિન્દુ, મુસલમાન ને પારસી ધર્મનું જ્ઞાન; (ટ્રાકટોમાંથી) ઉદ્ધારમાર્ગ વિવેચન, પાળકવિદ્યા, સૃષ્ટિજન્ય ઇશ્વરજ્ઞાન (સૃષ્ટિ ચમત્કાર), વગેરે. પાછળથી તેમાં ઘણોજ સુધારોવધારો કરવામાં આવ્યો. તે

વખતમાં સદરહુ વિષયો શીખીને જે પાસ થાય તે ઉપદેશક (લેસન્શીએટ) ને પાદરીપદને પાત્ર થઈ શકે. એ પ્રમાણે શીખીને કેટલાક પાળકો થયા : રેવ. રામભાઇ કલ્યાણ, નથુ હરીભાઈ, ચોહાન ગંગારામ અને પીતર ભૂધરભાઈ. બીજા કેટલાક વડીલસભાનાં ઠરાવેલાં ધોરણો, જેને જુનાં કે ખાનગી ધોરણ કહે છે, તે શીખીને ઉપદેશકો અને પાળકો થયા. એવા શીખેલા ઘણા છે. પણ રેવ. થોમાભાઇ પાથાભાઈ, લાજરસ તેજપાળ અને બીજા કેટલાક ઉપદેશકો થયા. પરંતુ જ્યારે અમદાવાદમાં સ્ટીવન્સન ડિવિનિટી કોલેજ સ્થાપન થઇ ત્યારે એ ચાલતી કલાસો બંધ થઇ. તોપણ વડીલસભાએ ઠરાવેલાં ખાનગી ધોરણો હજી ચાલે છે. એ બાબતના નિયમો તથા ધોરણોના વિષયો તથા પગાર ઈત્ય.ના નિયમોની ચોપડી છપાએલી છે, તેમાં વિદ્યાર્થીને જોઇતી બધી માહિતી મળશે ; તેમાં જોઇને અભ્યાસ કરવો.

હવે ઉપર કહેવામાં આવ્યું છે કે, મિશન કામદારો મંડળીમાં તથા બહારના લોકોમાં પ્રભુનું કામ યોગ્ય રીતે કરી શકે માટે માનવંત ગુજરાત તથા કાઠીઆવાડની વડીલસભા તરફથી ધોરણો ઠરાવવામાં આવ્યાં, જે જુનાં કે ખાનગી ધોરણ નામે ઓળખાય છે. પરંતુ એ ધોરણોનો અભ્યાસ કરનારાઓ વારંવાર બૂમો પાડતા કે, "ફલાણું પુસ્તક અમારી પાસે નથી, શામાંથી શીખીએ ? તે પુસ્તક ક્યાંથી મળે ?" એવી ઘણી અગવડો તેમને નડતી હતી, તેથી ઠરાવ કરવામાં આવ્યો કે, જે જે સ્ટેશનોમાં એ પ્રમાણે શીખનારા હોય ત્યાંનો સાહેબ તેમને શિખવે અથવા પુસ્તક મેળવી આપે. વળી દિનપ્રતિદિન દેશની કેળવણી પણ વધતી ને સુધરતી ગઇ ; તેથી વિધર્મીઓમાં જુદી જુદી સંસ્થા (સમાજો) ઉત્પન્ન થવા લાગી. તેમજ મંડળીઓમાં પણ ઇશ્વરકૃપાથી ખ્રીસ્તી પ્રજાની વૃદ્ધિ થવા લાગી, જેથી કરીને તેમને પણ પોતાના ધર્મનું સંગીન જ્ઞાન મેળવવાની ને આપવાની ખરી આવશ્યકતા જણાઇ આવી. થનાર કામદારને પણ ઉચ્ચ ને ઉત્તમ કેળવણી આપવાની જરૂર જણાઇ, એ પરથી ડિવિનિટી કોલેજની યોજના કરવા ઠરાવ થયો.

### સ્ટીવન્સન મેમોરિયલ ડિવિનિટિ કૉલેજ, અમદાવાદ

પાછળ કહેવામાં આવ્યું છે કે, આપણા મિશન બોર્ડના કન્વિનર (સેક્રેટરી) મહે. ડો. સ્ટીવન્સન સાહેબ હતા. તેઓ સ્વર્ગવાસી થયા

ત્યારે આયર્લેંડમાંની આપણી મંડળીએ એવો ઠરાવ કર્યો કે, મર્હુમ ડૉ. સ્ટીવન્સન સાહેબની યાદગીરીમાં અને પ્રભુના મહિમા અર્થે ગુજરાતના પાટનગરમાં **"ઇશ્વરવિદ્યાની પાઠશાળા"** ઉઘાડવામાં આવે તો સારૂં. એ પ્રમાણે સને ૧૮૯૨ના જુલાઇ માસમાં કૉલેજનું કામ શરૂ થયું. મહે. રેવ. ડૉ. જી. પી. ટેલર સાહેબે કૉલેજનું બાંધકામ કરાવ્યું, ને પોતેજ એ કૉલેજના પ્રિન્સિપાલ પણ થયા. પહેલેજ વર્ષે જુદાં જુદાં મિશન સ્ટેશનોમાંથી કામ કરનાર ઉપદેશકો, તથા નિશાળોના માસ્તરો મળીને ૧૧ વિદ્યાર્થીઓ દાખલ થયા. જેમણે ગુજરાતી ધોરણો ઉપરાંત વડીલસભાનાં જુનાં (ખાનગી) ધોરણોનો પણ અભ્યાસ કરેલો હતો, તેમનાં શુભ નામોની યાદી આ સ્થળે આપવી ખરેખર ઉચિત છે: (૧) વિલ્યમભાઇ ગંગારામ, (૨) જીભાઈ પરશોત્તમ, (૩) શમૂએલભાઇ ડાહ્યાભાઇ, (૪) કુંવરજી માનસિંગ, (૫) કાનજી પ્રેમાભાઇ, (૬) અયૂબ પુંજાભાઇ, (૭) જીવાભાઈ ઉકાભાઇ, (૮) મુળજી દેવજી, (૯) કરસનદાસ (ઇસુદાસ) હરખાજી, (૧૦) મુસા નાથાભાઇ, (૧૧) જેઠાભાઇ કેશવજી; એ અગીયાર પહેલા વર્ષમાં. બીજા વર્ષમાં (૧) કાનજીભાઇ માધવજી રત્નગ્રાહી, (૨) દીપસિંગ સામભાઇ, (૩) હીરજી જીવણસિંગ, (૪) સુંદરભાઇ કહાનદાસ, અને (૫) લલ્લુભાઇ જાલમભાઈ. એ પ્રમાણે વર્ષોવર્ષ દાખલ થતાં થતાં આજ સુધીમાં ૧૦૦–૧૨૫ ઉપરાંત વિદ્યાર્થીઓ આ ઇશ્વરવિદ્યા પાઠશાળામાં અભ્યાસ કરીને ઉપદેશકો, લેસન્‌શીએટો ને પાળકો થયા છે.

વળી કૉલેજને માટે બીજા વધુ વિદ્યાર્થીઓ મળી શકે માટે આ અરસામાં, એટલે સને ૧૮૯૨માં, માનવંત વડીલસભાએ આણંદમાં કૉલેજ માટે વિદ્યાર્થીઓ તૈયાર થાય, એવી એક શાળા કાઢવાનો ઠરાવ કર્યો; જેને "પ્રીપેરેટરી સ્કુલ" એવું નામ આપવામાં આવ્યું. શરૂઆતનાં બે વર્ષ લગી અભ્યાસ કર્યા પછી પ્રીપેરેટરી સ્કુલના વિદ્યાર્થી બે વર્ષ કોઇ પણ મિશનેરી સાહેબની દેખરેખ નીચે રહી પ્રભુનું કામ કરે, અને એ બે વર્ષ પછી તેની સારી વર્તણુક, કામકાજની હોશિયારી ને લાયકી વિષે તેના મિશનેરી સાહેબના ભલામણપત્રથી તે સ્ટીવન્સન કૉલેજમાં દાખલ થઇ શકે. એ પ્રીપેરેટરી સ્કુલના પ્રથમ શિક્ષકો રેવ. પીતર ભૂધરભાઇ (તે વખતે માસ્તર હતા), ત્યાર પછી રેવ. થોમાભાઇ પાથાભાઇ અને પછી

રેવ. પીતાંબરભાઇ સામજીભાઇ થયા. કેટલોક વખત વિલ્યમભાઇ ગંગારામભાઇએ પણ એ કામ કર્યું હતું. છેવટે વઢવાણ કાંપની મિશન સ્કુલના હિન્દુ હેડ માસ્તર મહાશંકર મોનજી ત્રવાડીને રાખવામાં આવ્યા; તેઓ હાલ સુધી પણ હેડ માસ્તર છે. તેમના કામનું પરિણામ દર વર્ષે બહુ સારૂં ને સંતોષકારક આવે છે, એટલે સોળેસોળ આના પાસ થાય છે. એમની પાસે વર્નાક્યુલર સ્કુલ ફાઇનલ કલાસમાં શીખીને પાસ થએલો વિદ્યાર્થી એક બે વર્ષ કોઇ પણ મિશનેરી પાસે રહીને કામ કરે, ત્યાર પછી જો તેની મરજી હોય તો તે ટ્રેનિંગ કોલેજમાં વધુ શીખવા જાય ને સિનિયર થાય; અથવા તેની ઇચ્છા હોય તો તે શિક્ષક થાય કે પછી સ્ટીવન્સન ડિવિનિટિ કોલેજમાં દાખલ થાય.

સ્ટીવન્સન કોલેજના વિદ્યાર્થીઓને માટે અભ્યાસક્રમનાં ચાર વરસ ઠરાવેલાં છે. શીખવાના વિષયો નીચે મુજબ રાખવામાં આવ્યા છે:— (૧) જુનો તથા નવો કરાર, (૨) વેસ્ટ મિનસ્ટર વિશ્વાસનામું, (૩) લઘુ પ્રશ્નોત્તરાવળી, (૪) તત્ત્વતંતુ, (૫) ખ્રીસ્તી મંડળીનો ઇતિહાસ, (૬) ઉદ્ધારમાર્ગ વિવેચન, (૭) પાળકવિદ્યા, (૮) સતમત નિરૂપણ, (૯) બોધભાપણવિદ્યા, (૧૦) હસ્તલેખો, (૧૧) નિયમગણ, (૧૨) હિન્દુસ્તાનમાં ચાલતા ધર્મોના મતમતાંતરો, ઇત્ય. વળી એ બધા ઉપરાંત એક જુદા શિક્ષકની મારફતે કેટલાંક વરસ સુધી "કેળવણીશાસ્ત્ર"નો વિષય પણ શિખવવામાં આવ્યો હતો. અભ્યાસનાં ચાર વરસ છે. દરેક વરસમાં બે ટર્મ ચાલે છે, અને દરેક ટર્મ પછી રજા પડે છે. એવી રીતે વરસમાં ૭ માસ અભ્યાસ કરવાનો અને ૭ માસ રજા ભોગવવાની. આ રજાના ૭ માસમાં દરેક વિદ્યાર્થી પોતાના સ્ટેશનના પાળક સાહેબની દેખરેખ નીચે રહીને જે કામ તેને આપવામાં આવે તે કરે એવો નિયમ છે. જે વખતથી આ કોલેજમાં વર્ગ ઉઘાડવામાં આવ્યો તેજ વખતથી સાબ્બાથશાળા પણ ચાલે છે. શરૂઆતમાં મહે. રેવ. આર. ગિલેસ્પી સાહેબ "રૂમીઓના પત્રનો સવિસ્તર ખુલાસો" શિખવતા હતા. ત્યાર પછી જુદા જુદા પાળકો, અને કોઇ નહિ તો કોલેજના મદદગાર શિક્ષક મિ. યાકૂબભાઇ ગોપાળભાઇ એ કામ કરતા હતા. વળી વિદ્યાર્થીઓની સ્ત્રીઓ પોતાના પતિઓને યોગ્ય સહાયકારી થઈ શકે માટે મહે. પ્રોફેસર જી. પી. ટેલર

સાહેબનાં મડમ સાહેબ તેમને વારંવાર પોતાને બંગલે શાસ્ત્ર શીખવા માટે બોલાવતાં હતાં.

કોલેજના વિદ્યાર્થીઓ બહારના વિધર્મીઓમાં પ્રભુની વાત સારી રીતે પ્રગટ કરવાનો મહાવરો પામે માટે વિદ્યાર્થીઓમાંથી બબ્બે કે ત્રણ ત્રણની ટોળીઓ વારાફરતી ત્યાંના મુખ્ય કામદારની સાથે શહેરની જુદી જુદી જગાઓ અને લત્તામાં સુવાર્તા પ્રગટ કરવા જાય, એવી રીત કોલેજની શરૂઆતથી રાખવામાં આવી છે, અને તે હજીએ છે. કોલેજની શરૂઆતમાં ત્યાંના મુખ્ય કામદાર વયોવૃદ્ધ ઉપદેશક છગનલાલ ભગવાનદાસ સાથે, અને ત્યાર પછી વડીલ મિ. કાળીદાસ શીવાજી તથા ત્યાંના દેશી પાળકની સાથે આ ટોળીઓ જતી ને જાય છે. જ્યારે શ્રાવણ માસમાં હિન્દુઓના મેળા ભરાય છે, ત્યારે તો વિદ્યાર્થીઓનો મોટો ભાગ ડો. ટેલર કે ત્યાંના બીજા મિશનેરી સાહેબ સાથે મેળામાં ઉપદેશ કરવા ને ધર્મની ચોપડીઓ વેચવા જતો ને જાય છે. વળી તેઓ મંડળીમાં પણ પ્રભુની ભજનસેવા સારી રીતે કરી શકે એ હેતુથી કોલેજના મંદિરમાં તેમને ભાષણો સોંપવામાં આવે છે; અને સારી રીતે મહાવરો થયા પછી તેમને રવિવારે શહેરના મંદિરમાં પણ ધર્મસેવાનું કામ સોંપવામાં આવે છે. તે રિવાજ હજી ચાલુ છે.

અંગ્રેજી ભાષામાં ઉપદેશકોના ઉપયોગમાં આવે એવાં ઘણાં સારાં પુસ્તકો અને ભાષણો છે. તેનો લાભ આ કોલેજના વિદ્યાર્થીઓને મળે માટે માનવંત વડીલસભા તરફથી ઠરાવ કરી શરૂઆતમાં એક અંગ્રેજી વર્ગ કાઢવામાં આવ્યો હતો. તે વર્ગ હર્ખાજી કેશવજી માસ્તર ચલાવતા હતા. પરંતુ કોલેજના વિદ્યાર્થીઓ મોટી ઉંમરના હોવાથી, ને બીજા વિષયો પર તેમને વધારે મહેનત કરવાની હોવાથી, અંગ્રેજી શીખવા પર તેઓ વિશેષ ધ્યાન આપતા ન હતા, તેથી તે વર્ગ વર્ષેક ચલાવીને પછી બંધ કરવામાં આવ્યો. વળી એજ પ્રમાણે આણંદની પ્રીપેરેટરી શાળામાં પણ એક અંગ્રેજી વર્ગ ચાલુ કરવામાં આવ્યો છે, ને તે હજી ચાલે છે. એને માટે ખાસ એક અંગ્રેજી માસ્તરને રોકવામાં આવેલા છે. પરાંતિજમાં વિશેષ સગવડ હોવાથી હાલમાં એ પ્રીપેરેટરી શાળા ત્યાં મોકલવામાં આવી છે. તેના હેડ માસ્તર અને બીજા માસ્તરો પણ એ શાળા સાથેજ ગએલ છે.

તેમાં હેડ માસ્તર શિવાય બીજા ત્રણ ખ્રીસ્તી છે. વર્નાક્યુલર સ્કુલ ફૈનલ વર્ગનું શાસ્ત્રલેશન ત્યાંના મુખ્ય કામદાર લે છે; અને બીજા ત્રણ વર્ગોનું શાસ્ત્ર ખ્રીસ્તી માસ્તરો બહુજ સારી રીતે શિખવે છે.

શરૂઆતમાં ડિવિનિટી કોલેજના વિદ્યાર્થીઓને રહેવાની સગવડ ન હતી, માટે વિદ્યાર્થીઓ શહેરના જુદા જુદા લત્તામાં રહેતા હતા. કેટલાક તો મિરજાપુરમાં ડૉ. ટેલર સાહેબને બંગલે રહેતા. પરંતુ સને ૧૮૯૪માં રાયખડમાં મિશને બહુ મોંઘી જમીન રાખીને જમાલપુરની સડક પર સગવડ ભરેલી, રહેવા લાયક બાર કોટડીઓ બનાવી. ત્યાર પછી જુદા જુદા લત્તામાં રહેનારા વિદ્યાર્થીઓ આ કોટડીઓમાં સાથે સાથે રહીને બહુ આનંદથી અભ્યાસ કરવા લાગ્યા.

હવે જેમ પહેલાં વિદ્યાર્થીઓને રહેવાની સગવડ ન હતી, તેમજ વિદ્યાભ્યાસ કરવા માટે પાઠશાળાનું મકાન પણ ન હતું. તેથી પ્રથમ મિશન હાઇ સ્કુલના ઉપલા માળના એક ઓરડામાં આસરે ૨૦ વર્ષ સુધી, અને થોડોક વખત રસાલામાં મહે. ડૉ. જી. પી. ટેલર સાહેબને બંગલે એક ઓરડામાં વિદ્યાભ્યાસ કરાવવામાં આવ્યો. કોલેજના પ્રોફેસર સાહેબ પુલની પાર છેટે રહેતા, અને વિદ્યાર્થીઓ રાયખડમાં નવી કોટડીઓમાં રહેતા હતા. આ વખતે કોલેજના મકાન અને વિદ્યાર્થીઓનાં ઘરોની ખરેખરી અગત્ય જણાઇ આવી; એટલુંજ નહિ પણ વિદ્યાર્થીઓ અને વિદ્યાગુરૂનો નિકટ સંબંધ રહે, એવા હેતુથી રસાલામાં મહે. ડૉ. ટેલર સાહેબના બંગલાની પાસેની જમીન મિશન તરફથી રાખવામાં આવી, અને તેમાં કોલેજનું મકાન તથા વિદ્યાર્થીઓને માટે ૨૪ કોટડીઓ બાંધવાનો ઠરાવ થયો. તેને માટે આઇ. પી. મિશન તરફથી ઘણું સારૂં ઉઘરાણું મળ્યું, અને આ દેશના આપણા મિશનેરી સાહેબ લોકો તરફથી પણ સારી રકમ મળી. એતદ્દેશી ખ્રીસ્તી મંડળીઓ તરફથી પણ એ ઉઘરાણામાં ઘણી સારી મદદ મળી.. એવી રીતે આ કામ મહે. ડૉ. ટેલર સાહેબ તથા મહે. રેવ. એસ. ગિલેસ્પી સાહેબની મહેનત અને ખંતીલાપણાથી અઢી ત્રણ વર્ષમાં તો પરિપૂર્ણ કરવામાં આવ્યું. વિદ્યાર્થીઓને રહેવાની કોટડીઓની સામસામી બે હારો છે, અને એ બન્ને હારોને દક્ષિણ છેડે સડક ભણી એકેક મોટું

મેડીદાર ઉંચું ઘર છે. તે તો કૉલેજના દેશી મદદનીશ અધ્યાપકને માટેજ બંધાવેલાં છે. મહે. ડૉક્ટર સાહેબ પરજ કૉલેજના બધા કામનો ભારે બોજો હોવાથી માનવંત કૅાન્સિલે તેમની મદદ માટે પ્રથમ મિ. યાકૂબભાઇ ગોપાળભાઇને મદદગાર નીમ્યા. તેઓએ પોતે પણ એજ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો.

આ કૉલેજ બાંધવામાં મહે. રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબે પણ ઘણી સારી મદદ કરી હતી, કેમકે મહુંમ ડૉ. સ્ટીવન્સન સાહેબ જેના નામમાં આ કૉલેજ બંધાઇ તેમના તેઓ મોભી પુત્ર હતા. તેમણે આ કૉલેજનો નકશો પાડી આપ્યો હતો, અને અમનગરી પાણપુરના પાણાઓમાં કોતરણી કરાવી આ કૉલેજની બારીઓમાં સુંદર તખ્તીઓ બેસડાવી; એટલે દીપવૃક્ષ, રણશિંગડું, તરવાર, હથોડી, ધૂપદાની, કમળ, કાઠી, વગેરે. તેમાં ઘણો ભારે, ઉંડો ને બહોળો અર્થ સમાએલો છે. મંદિરોમાં જે તખ્તીઓ હોય છે તેના કરતાં આ તખ્તીઓ જુદાજ પ્રકારની ને જુદાજ અર્થની છે. તેનો ટુંક અર્થ મને લાગે છે તે પ્રમાણે નીચે મુજબ હશે :

૧. દીપવૃક્ષ=તમે જગતનું અજવાળું છો (અજવાળું થજો).
૨. રણશિંગડું=દેવની વાત પ્રગટ કરો (સુવાર્તા પ્રગટ કરજો).
૩. તરવાર=દેવની વાત, તે બેધારી તરવારરૂપ છે.
૪. હથોડી=દેવનાં વચનોથી હૃદયને ભાગો (નરમ કરો).
૫. ધૂપદાની=પ્રાર્થનાની વેદી સળગતી રાખો (બચાવ).
૬. કાઠી=રક્ષણ કરો કે ઘેટાં સંભાળો (પાળક થજો).
૭. કમળ=જગતમાં હોવા છતાં, જગતથી નિરાળા રહો.

સેવા, ભાષણો ને પ્રાર્થના માટે કૉલેજમાં પશ્ચિમે નાનું, સુંદર મંદિર છે; વચમાં મોટી લાયબ્રેરી છે અને પૂર્વે શીખવાશિખવવાનો મોટો હોલ છે. વચમાં બે મોટા બુરૂજ આવેલા છે. આ મકાન સુંદર ને ભવ્ય છે, અને તેની ગોઠવણ તથા બાંધણી બહુજ રમણીય છે. મારા સાંભળવામાં આવ્યું છે કે, એક વખત આપણી કૉલેજના પ્રિન્સિપાલ માનવંત જી. પી. ટેલર સાહેબ, અને ગુજરાત કૉલેજ કે જે સડકની દક્ષિણે આપણી કૉલેજની જોડેજ છે તેના પ્રિન્સિપાલ સાહેબ, સાથે

વાતચિત કરતા ફરતા હતા. ત્યારે ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ સાહેબે કહ્યું, "મારી કોલેજ તો ગુજરાતનું મગજ છે." પ્રિન્સિપાલ ડો. ટેલર સાહેબે જવાબમાં કહ્યું, "તમારી કોલેજ તો ફક્ત ગુજરાતનું મગજ છે; પણ મારી કોલેજ તો ગુજરાત અને કાઠિયાવાડનું હૃદય છે. મગજ કરતાં હૃદય મહાન છે. શરીર અને મગજને પણ લોહી કે જીવન (જીવ) હૃદય પુરૂં પાડે છે. હૃદય સુધરે તો મગજ પણ સુધરે. સંસ્કૃતમાં કહેલું છે કે,

**यस्य हृदयमशुद्धं, तस्य सर्वकृत्यं विरूद्धं।**
**यस्य हृदयं शुद्धं तस्य सर्वकृत्यं शुद्धम॥** વળી—

"ચક્ષુ, કર, પગ રચના મળી, હૃદયતણા સૌ દાસ;
પણ દાસ કરો હૃદય દેવનું, તો પામો સુખવાસ."

## કોલેજની પ્રતિષ્ઠા

હવે આ સુંદર મકાન તૈયાર થયા પછી સને ૧૯૧૩ના ફેબ્રુઆરી માસની તા. ૧૨મીએ હિન્દની પ્રેસ્બિટેરીયન જનરલ એસેમ્બલીના મોડરેટર (પ્રમુખ) ડો. મેકીખન સાહેબ, અને ગુ. કા.ની વડીલસભાના (તે સાલના) પ્રમુખ રેવ. થોમાભાઇ પાથાભાઇની હસ્તક આ કોલેજ ખુલ્લી મુકવાની ક્રિયા કરવામાં આવી. આ શુભ પ્રસંગે આપણા મિશનના કેટલાએક આગેવાન મિશનેરી સાહેબોએ, ઝનાના મિશનનાં મિસી સાહેબોએ, દેશી પાળકો તથા ઉપદેશકોએ અને જુના નવા વિદ્યાર્થીઓએ પધારી અત્યાનંદ દર્શાવ્યો હતો. તે વખતે ડૉ. ટેલર સાહેબે એ કોલેજનું "સ્ટીવન્સન ડિવિનિટી કોલેજ" નામ જાહેર કર્યું હતું.

હવે જ્યારથી આ કોલેજનો વર્ગ ઉઘાડવામાં આવ્યો ત્યારથી આજ સુધી આ કોલેજમાં લગભગ સવાસો ઉપરાંત વિદ્યાર્થીઓએ વિદ્યાભ્યાસ કર્યો છે. આ કોલેજ ગુજરાત કાઠિયાવાડની મંડળીઓને ખ્રીસ્તી ધર્મોપદેશકો તથા પાળકો પુરા પાડવાનું મહાન અગત્યનું સાધન થઇ પડી છે. આપણાં મિશન સ્ટેશનોમાં જોશો તો દરેકમાં એક બે કે તેથી વધારે આ કોલેજના વિદ્યાર્થીઓ છેજ. તેમજ આપણા હોમ મિશન (કચ્છ મિશન)માં મોકલેલા ઘણાખરા મોટા (મુખ્ય) કામદારો પણ આ કોલેજના વિદ્યાર્થીઓમાંના છે. પ્રભુપિતા આ કોલેજ પર ને કોલેજના પ્રોફેસર સાહેબ તથા વિદ્યાર્થીઓ પર ઘણો આશીર્વાદ મોકલો. આમેન.

આ કૉલેજ પર જે પ્રિન્સિપાલ સાહેબો નીમાયા તેમનાં મુબારક નામો :—

૧. મર્હુમ રેવ. ડૉક્ટર જી. પી. ટેલર સાહેબ.
૨. મહે. રેવ. આર. એચ. બોયડ સાહેબ.
૩. મહે. રેવ. જી. વિલ્સન સાહેબ (હાલ છે).

---

## પ્રકરણ ૪થું

# આઇ. પી. મિશન સ્ટેશનોની વૃદ્ધિ

આગળ ત્રીજા પ્રકરણમાં આઇ. પી. મિશનનાં ગુજરાત અને કાઠિયાવાડમાંનાં મોટાં સ્ટેશનો અને જુના પિતૃઓનાં વૃત્તાંત આપણે જોઇ ગયાં; પણ ત્યાર પછી બીજાં કેટલાંક નવનવાં મુખ્ય સ્ટેશનો ને તેનાં પરાં (શાખાઓ) થયાં તે વિષે જો ના લખીએ તો હેવાલ અધુરો કહેવાય. કેમકે આઇ. પી. મિશનરૂપી વૃક્ષની ડાળીઓએ ફેલાઇને કાઠિયાવાડ અને ગુજરાત ભરી કાઢયું છે. કાઠિયાવાડમાં પ્રથમ રાજકોટ, પોરબંદર અને ગોધા એજ મુખ્ય સ્ટેશનો હતાં, પણ ધીમે ધીમે વધીને વાલેસપુર બંધાયા પછી ભાવનગર બંધાયું.

### ૧. ભાવનગર

ભાવનગરમાં ઇજનેર મહે. સીમ સાહેબે લીલમ બાગ પાસે મોટું મંદિર બંધાવ્યું, તેમાં યુરોપિયનો અને દેશી ખ્રીસ્તીઓ પ્રાર્થના કરે છે. ત્યાં આઇ. પી. મિશનના કામદારો રહેવા લાગ્યા. દરબારી બુટલેર ફકીરચંદ તેમના મોટા કુટુંબસહિત ખ્રીસ્તી થયા. મુસાફર બંગલાના બુટલેર શંભુભાઇ ને તેમના ઘરનાં, તથા જેઠાભાઇ જીવણભાઇ અને તેમનું મોટું કુટુંબ ખ્રીસ્તી થયાં. ખ્રીસ્તી ડાહીબેન ભાણા રતન મહેતાજીની દીકરી હોવાથી ભાણા મહેતા પોતે સુરતથી ભાવનગર ઘણા વખત કામદાર રહ્યા. એ ઉપરાંત બહારગામથી નોકરી અર્થે ઘણાક લોકો અહીં આવી રહ્યા, તેથી ખ્રીસ્તીઓની સારી ભરતી થઇ. લખાભાઇ અને તેમના દીકરા શમૂએલભાઇ એ બધા ગઢેચી પર ઇજનેરી ખાતામાં ને ગાડીકારખાનામાં કામ કરતા હતા. આવી રીતે ભાવનગરમાં ખ્રીસ્તીઓનો સારો જથ્થો થયો. ભાણા મહેતાજી

પછી રેવ. ચોહાન ગંગારામ અને તેમની પછી બે ચાર બીજા કામદારો થયા. વળી રેવ. લાજરસ તેજપાળ પણ ભાવનગર કેટલાંક વર્ષ રહ્યો. મુસાફરીઓ વગેરેથી ભાવનગર સ્ટેટમાં બહુજ કામ થયું, હજીએ થાય છે, અને થશે.

ભાવનગરની પાસે એજન્સીના ગામ સોનગઢમાં હાલ એક બંગલો મિશન તરફથી રાખવામાં આવ્યો છે, અને જતે દહાડે ત્યાં પણ એક સારો કામદાર રાખવામાં આવશે.

### ૨. વઢવાણ કાંપ

વઢવાણ કાંપ અને શહેરમાં મુસાફરીદ્વારા કરીને કામ કરવામાં આવતું હતું; પણ ત્યાં રેલ્વેનું મોટું જંકશન થવાથી મિશને પહેલાં ચોહાન ગંગારામને કાંપમાં કામદાર તરીકે મોકલ્યા અને નિશાળ ચાલુ કરી. ત્યાર પછી બંગલો, કંપાઉન્ડ અને ઘરો રાખીને મિશનેરીને રહેવા લાયક મોટું સ્ટેશન બનાવવામાં આવ્યું. ત્યાં પ્રથમ મહે. રેવ. રોબર્ટ ગિલેસ્પી સાહેબ રહ્યા; પછી બીજા રહ્યા. તેઓએ મુસાફરીઓ વગેરેથી ઘણું કામ કર્યું, અને કરશે. હાલ વઢવાણ કાંપમાં મિશન દવાખાનું ખોલવામાં આવ્યું છે.

### ૩. ડીસા કાંપ

ગુજરાતની છેક ઉતરે શિરોહીની સરહદ પર ને આબુની તળેટીમાં ડીસા કાંપ આવેલો છે. બનાસ નદી પર એ કાંપ અંગ્રેજ સરકારે બાંધેલો છે. ડીસા ગામ તો કાંપને નૈઋર્ત્ય ખુણે બનાસ નદીને પશ્ચિમ કાંઠે છે. તેમાં સને ૧૮૯૩ની સાલે કામ શરૂ કરવામાં આવ્યું. એમાં પ્રથમ કેટલોક વખત મહે. રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબ રહ્યા. ત્યાર પછી ઘણાં વર્ષ, આસરે હમણાં સુધી, મહે. રેવ. જે. સી. બ્લેર સાહેબ રહ્યા. મિશને આબુ પહાડ પર બંગલો રાખ્યો. ત્યાં મિશનેરી સાહેબો ઉનાળામાં હવા ખાવા જાય છે. આબુ રોડના સ્ટેશન પર પણ એક કામદાર રાખીને આસપાસ કામ કરવામાં આવે છે. વળી પાલણપુર, સિદ્ધપુર, પાટણ અને મેસાણા સ્ટેશનોએ પણ કામદાર કામ કરે છે. દરેક ઠેકાણે થોડાઘણા ખ્રીસ્તીઓ પણ છે. મહે. બ્લેર સાહેબ કામદારો સાથે મુસાફરીઓ કરીને કામ કરે છે. તે સાહેબની ગેરહાજરીમાં એ સ્ટેશન પર અમદાવાદના મિશનેરી સાહેબ દેખરેખ રાખે છે. ડીસાથી કામ કરતા કરતા મેસાણા સુધી (અમદાવાદની લગભગ) આવ્યા છે. ડીસાની

આસપાસ એકે પડ્ નથી. મંડળી લાંબા વિસ્તારમાં છુટક છુટક વેરાતી છે, તોપણ એમાં હાલ બે વડીલો છે, અને બધા મળીને ૨૪૩ ખ્રીસ્તીઓ છે.

## ૪. ભરૂચ

પહેલાં સુરતથી આવીને કામદારો કામ કરી જતા. શુકલતીર્થના મેળામાં અંકલેશ્વરમાં પણ કામ કરવામાં આવતું. એમ કરતાં કરતાં તે મિશનનું મોટું સ્ટેશન થયું. પશ્ચિમે કારેલા તરફ પણ કામ વધ્યું. ત્યાં હાલ દેશી પાળક જેરામ જીવાભાઇ કામ કરે છે. ખુદ ભરૂચમાં એક મિશનેરી પાળક છે, અને દેશી પાળક રેવ. રણછોડ ભગવાન છે. ત્યાં ઝનાના મિશનની મોટી ઇસ્પીતાલ છે. સામલોદ તરફના કેટલાક ખ્રીસ્તીઓ જે પહેલાં મેથોડિસ્ટ મિશનમાં બાપ્તિસ્મા પામી દાખલ થએલા, તેમને એ મિશને ભરૂચ ખાતે સોંપી દીધા. તેના બદલામાં જંબુસર જે પહેલાં આઇ. પી. મિશનનું હતું તે હાલ મેથોડિસ્ટ મિશનના તાબામાં છે.

## ૫. ખંભાત

સને ૧૮૮૮–૮૯ના અરસામાં ખંભાત સ્ટેશન ખોલવાની ગોઠવણ કરવામાં આવી. મારી બદલી ૧૮૮૭માં ખઢાણે થઇ. ખઢાણે રહીને દર માસે ૮–૧૦ દિવસ ખંભાતમાં અને તેની આસપાસ બે ત્રણ કામદારને લઇ હું ફરતો, કેમકે ખંભાત મોટું શહેર અને વળી ગોધા જેવું બંદર હતું. તેજ વખતે હું ગોધાથી આવ્યો હતો માટે મને ત્યાં કામ કરવાનું બહુજ ગમતું. વ્હોરવાડમાં એક નાની મેડી ભાડે રાખીને અમે રહેતા, અને પુસ્તકો પણ સારી રીતે ખપતાં (મૂળે હું ચોપડીઓ વેચવામાં એકકો ગણાતો, તેથી જ્યારે પુસ્તકો બહુ વેચાય ત્યારે મને આનંદ થતો). મારા વાર્ષિક રિપોર્ટમાં બે વર્ષ સુધી ખંભાત તરફ કરેલા કામની હકીકત આવી. છેલ્લે ૧૮૯૦માં બોરસદની વડીલસભાવખતે મારો રિપોર્ટ વંચાયા પછી મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબે મને પૂછ્યું કે, "તમે ખઢાણે રહો છો, કે ખંભાત?" મેં કહ્યું, "ખઢાણે રહું છું, ને દર માસે ૮–૧૦ દિવસ મારા સાથીઓને લઇને ખંભાતમાં કામ કરવા જાઉં છું." ફરી સાહેબે પૂછ્યું, "એમ કરવામાં તમારી શી મતલબ છે?" મેં કહ્યું, "તે વ્હેલું કે મોડું મિશન સ્ટેશન થાય; ને ભાલમાં કામ ચાલે, તો કાઠિયાવાડ અને ગુજરાત જોડાઇ જાય તે કેવું સારૂં!!"

એજ વખતે મહે. વિલ્યમ બીટી સાહેબે એ વાત વડીલસભા આગળ બહુ વિસ્તારથી ચર્ચાવી. મને હુકમ મળ્યો કે, એક બે કામદાર રહી શકે એવું ઘર ખંભાતમાં શોધી કાઢો. મેં હકીમ મિરજા અલીસાહેબની મહેરબાનીથી મસીદખાતાનું મોટું ઘર મેળવ્યું. તેજ ઘરમાં કાનજી પ્રેમાભાઇ, ગેંદાલ અમથાભાઇ અને ફીલીપ બીજલભાઇ જેઓ હજી હયાત છે તે ત્રણે રહ્યા. થોડો વખત એ ત્રણે ભાઇઓ કામ કરતા, ને હું પણ એમના કામમાં મદદ કરતો. એ પછી સાહેબ રહી શકે એવું મકાન કોઠીના બંગલા પાસે રાખવામાં આવ્યું. તેમાં પ્રથમ મહે. રેવ. એચ. માર્ટીન સાહેબ મહિના છએક રહ્યા. પછી મહે. રેવ. એમ. ડબ્લ્યુ. બીટી સાહેબ પધાર્યા. તેમના પછી મહે. રોબર્ટ બોયડ (સીનિયર) રહ્યા. તેમણે સડક પર જમીન રાખી, અને બંગલો, ઘરો ને દેવળ બંધાવ્યાં. એમ ઇશ્વરબાપે મારી મુરાદ પુરી કરી. ત્યાર પછી બીજા મિશનેરીઓ ને દેશી કામદારોની વૃદ્ધિ થઇ. હાલમાં ખંભાતમાં ૪૧ ખ્રીસ્તીઓ છે, ને એ સિવાય જે ગામો પહેલાં બોરસદ મંડળીની શાખા ગણાતાં હતાં તેવાં ગામો (ખઢાણા, પેટલાદ, દેવાતજ, સોજીત્રા, વિશ્રામપુર, આમોદ અને ટેલરપુર) ખંભાત ખાતે ગણાયાં. એ બધી શાખા સુદ્ધાં ખંભાત મંડળીની કુલ સંખ્યા ૨૫૦ હશે. ખઢાણા જ્યારે ખંભાત મંડળીની શાખા ગણાયું ત્યારે તેની સાથે પેટલાદ ને ટેલરપુર પણ ખંભાત ખાતે ગયાં. પેટલાદમાં મહે. રોબર્ટ હેન્ડરસન સાહેબે જમીન, કુવો વેચાણ રાખ્યાં; અને મહે. રોબર્ટ બોયડ સાહેબે કામદારો માટે ઘરો બંધાવ્યાં, વળી સાહેબ પણ રહી શકે તેવો તથા સભા ભરી શકાય એવો મોટો ઓરડો બંધાવ્યો. હેન્ડરસન સાહેબે ખઢાણા ગામની દક્ષિણે જમીન રાખીને તેમાં ઘરો બંધાવ્યાં, અને જ. વ. સ. ટેલર સાહેબના નામ પરથી તેને "ટેલરપુર" નામ આપ્યું.

## ૬. પરાંતિજ

અમદાવાદ જીલ્લાને ઇશાન ખુણે એક મોટો તાલુકો પરાંતિજ છે. તેની આસપાસ બીજાં કેટલાંક મોટાં ગામો છે. આસરે ૧૮૯૮-૯૯માં મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબ અમદાવાદના મિશનેરી પાળક હતા. તેમને પ્રભુપ્રેરણા થઇ કે, પરાંતિજમાં મિશન સ્ટેશન ખોલવું, અને પરાંતિજ

રહીને આખી મહીકાંઠા એજન્સિમાં કામ કરવું. એ ઇરાદાથી અને કદાચ કૉન્સિલની સંમતિ મેળવીને સાહેબે રાણીપુરના વડીલ મિ. જેસિંગભાઇ દેશાઇભાઇને પરાંતિજમાં કામદાર તરીકે પ્રથમ મોકલ્યા. પીરૂ મુસાફર કે બીજા એકાદ બે સહાયકારી પણ આપવામાં આવ્યા હશે. તેમણે પરાંતિજના પાટીદાર વર્ગમાં રહીને કામ કરતાં કરતાં સ્ટેશન નજીક જમીન રાખી, અને સાહેબને બધી વાતનો રિપોર્ટ આપ્યો. બેએક વરસ એમ કામ ચાલ્યું. પછી સને ૧૮૯૫ની વડીલસભાવખતે મહે. રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબની નિમણુક પરાંતિજ કરવામાં આવી. તેઓ પ્રથમ તો ગામમાં ઘાંચીવાડામાં ઘર ભાડે રાખીને રહ્યા, અને કેટલાક દેશી કામદારોને સાથે રાખી ચોગરદમ કામ કરતા હતા. મિશને રાખેલી સ્ટેશન પરની જમીન પર સાહેબે પ્રથમ સાત ઘરોની ઓળ બંધાવી, ને દક્ષિણ તરફનાં બે ઘર જેમાં હાલ મુખ્ય કામદાર રહે છે, તેમાં સાહેબ પોતે રહેતા (ત્યારે સાહેબ છડા હતા). આ હોંસીલા સાહેબે પગપાળા ઘણાં ગામોમાં મુસાફરી કરી. પ્રભુનું કામ કરતાં કદી ઘોડો કે બીજું કંઇ વાહન તેમણે વાપર્યું નથી. તેમના શુભ હસ્તે પરાંતિજ મિશન સ્ટેશનનો પાયો નંખાયો. એમના ત્યાં ગયા પછી પાંચ છ વરસે "છપ્પનિયો" નામે ભારે દુકાળ પડ્યો. આ દુકાળે કરીને આ સ્ટેશન જામી ગયું. એ દુકાળ પહેલાં બેચારેક કુટુંબો હરસોલ ગામથી આવ્યાં હતાં: (૧) ચુનીલાલ કૃપાશંકર ને તેમનાં મા આનંદીબા, (૨) તેમના કાકા વાસુદેવ મુળજીભાઇ ગોર, અને (૩) જેઠાભાઇ પારખ સોની. એ ત્રણ કુટુંબો અને કામદારો, એ બધાં મિશન કંપાઉન્ડમાં રહેતાં. તેમાં મુખ્ય કામદાર રેવ. યોહાનભાઇ ગંગારામ હતા. દિપસીંગભાઇ શામજી અને જી. જોન્સન (પીરૂ મુસાફર) વગેરે સહાયકારક હતા. છપ્પનિયા દુકાળમાં છોકરાછોડીઓની ભારે ભરતી થઇ. અનાથ છોકરાંને માટે મોટું હૉસ્ટેલ ખોલવામાં આવ્યું. કહે છે કે એ અરસામાં ૪૫૦થી તે ૫૦૦ સુધી છોકરાં ટોળે થયાં. છોકરાઓને પરાંતિજમાં રાખવામાં આવ્યા, પણ છોડીઓને તો આણંદ ને બોરસદ ઓર્ફનેજમાં મિસ સાહેબોના તાબામાં સોંપી દેવામાં આવી. છોકરાઓને મહે. સ્ટીવન્સન સાહેબે પોતાના પુત્રોની પેઠે ઉછેર્યા, હા, ઘણુંજ લાડ લડાવ્યાં. છોકરા તો સ્ટીવન્સન સાહેબને 'બાપા'જ કહીને બોલાવતા, ને હજી મોટા થયા તોપણ

બાપાજ કહે છે. મહે. એમ. ડબ્લ્યુ. બીટી સાહેબને 'કાકા' અને ચોહાન ગંગારામને, વાસુદેવ મુળજીને તથા લાજરસ તેજપાળને પણ તેઓ 'કાકા' કહીને હજીએ બોલાવે છે. એ છોકરાઓને ભણવા માટે મોટી નિશાળ બંધાવવામાં આવી. આંધળા છોકરાઓને ભણાવવા પણ નિશાળ હતી, તે આંધળાની નિશાળ મહે. એમ. ડબ્લ્યુ. બીટી સાહેબનાં મડમ સાહેબ પોતે ચલાવતાં. ઘણી કાળજીથી મહેનત કરીને તેમણે આંધળાઓને વાંચતાં શિખવ્યું. વળી માંદાંને માટે દવાખાનું બંધાવવામાં આવ્યું. ત્યાર પછી બે વરસ મહે. જી. વિલ્સન સાહેબ પરાંતિજ રહ્યા. તેમનાં માનવંત મડમ સાહેબ કંપાઉન્ડની ઇસ્પીતાલ અને ગામમાં કાઢેલી મિસ ગોસની ઇસ્પીતાલમાં બહુ સારી પેઠે કામ કરતાં હતાં. તેમાં ઘણી સ્ત્રીઓ દવા માટે આવતી હતી. વળી પરાંતિજ ગામમાં નિશાળ સ્થાપવામાં આવી. એમ પરાંતિજ મંડળીનું કામ દહાડે દહાડે વધતું ગયું. આ મિશનના છોકરાઓ બધાજ ભણ્યાગણ્યા, પણ જે વધારે શીખ્યા અને હોશિયાર થયા તેમને મિશનમાં નોકરી મળી, અને જેઓ મોટી ઉંમરના તથા ઓછું શિખેલા હતા તેમને ખેતીકામ શિખવવા માટે જેસિંગભાઇ દેશાઇભાઇ પાસે રાણીપુર મોકલવામાં આવ્યા. તેઓ ખેતીકામ શીખી રહ્યા ત્યારે તેમને માટે પરાંતિજ તાલુકાના તલોદ ગામની સીમમાં લુણી નદી પર ૩૮૫ એકર જમીન રાખવામાં આવી. તેમાં એક મોટું બીડ છે. સને ૧૯૦૫માં "હિમ્મત રાખીને કામ કરો" એ મીઠા બોધના સ્મરણાર્થે એ બીડમાં "હિમ્મતપુર" નામે પરૂં બાંધવામાં આવ્યું. તેમાં મિશને છોકરાઓને વસાવી કુટુંબી કર્યાં. એમાં દેવળ અને સાહેબ રહી શકે એવું બે ઓરડા ને બે પરસાળવાળું મોટું ઘર બંધાવવામાં આવ્યું. ખેડુતોને માટે પાસેના ગામ પોરડાની પાસે એક કુવો અને જમીન પણ રાખવામાં આવી, કે માઠે વરસે ખેડુતોને હરકત ન થાય.

આ પરાંતિજ સ્ટેશનમાં મહે. રેવ. જે. એસ. સ્ટીવન્સન સાહેબે, મહે. રેવ. એમ. ડબ્લ્યુ બીટી સાહેબે અને વળી મહે. રેવ. એચ. માર્ટિન સાહેબે ઘણીજ મહેનત કરી છે. પરાંતિજની આસપાસ કેટલીક શાખાઓ ખોલવામાં આવી. પ્રથમ અમનગર (હાલનું હિમ્મતનગર); તેમાં શરૂઆતથીજ એક કામદાર રાખીને તળમાં તથા ગામડામાં, અને મુસા-

ફરીદ્વારા ઇડર, વડાલી ને ખેડબ્રહ્માના મેળામાં વારંવાર કામ કરવામાં આવે છે. આ સ્થળે આ લખનાર પોતે પણ બે ત્રણ વર્ષ રહેલો છે; અને તે તથા આઠદસ કામદારો સામળાજી (લુસડીયા) સુધી મહે. રેવ. બરકટ સાહેબના આમંત્રણથી મેળાપ્રસંગે ગયા હતા. પરાંતિજની બીજી શાખા સાદરા છે, ત્યાં પોલિટિકલ એજન્ટ સાહેબ રહે છે. તેમાં પણ મહે. માર્ટિન સાહેબ એક કામદાર મુકી કામ કરાવે છે. વિશેષ સોલંકી સાહેબ, કમળાબાઇ તથા ફુલબાઇનાં દીકરી કૃપાબાઇ ત્યાં હોવાથી સંસ્કાર માટે તથા માંદેસાજે સાહેબને તથા મારે પણ ત્યાં જવું પડતું, તેથી મહે. માર્ટિન સાહેબે ત્યાં એક સારો કામદાર મોકલ્યો. તે ખ્રીસ્તીઓમાં તથા બહારના લોકોમાં હરીફરીને કામ કરે છે. વળી ૧૯૨૭માં મહે. મુરહેડ સાહેબે કૌન્સિલની પરવાનગીથી બે કામદારો મોડાસે મોકલ્યા. તેથી પરાંતિજ મંડળીનો વિસ્તાર દિન-પ્રતિદિન વધતો જાય છે. જો કે મોટા છોકરા કામે લાગ્યા ને બીજા હિમ્મતપુર ખેતી કરવા ગયા તેથી મંડળીમાં જરા ઓટ થએલી દેખાતી હતી, પણ ૧૯૨૬ માં આણંદથી પ્રિપ્રેરેટરી શાળા અને વર્નાક્યુલર ફેનલ ક્લાસોના છોકરા તથા શિક્ષકો અને હોસ્ટેલ માસ્તર એ બધા ભરતીરૂપ થઇ ચઢી આવ્યાથી પ્રાંતિજ મંડળીની ઓટ મટીને પુન: ભરતી થઇ. તેથી કંપાઉન્ડના ત્રણે ભાગ ભરાઇ ગએલા દેખાતા હતા; એટલે (૧) ભક્તિપુર: દેવળ કંપાઉન્ડ, (૨) શાંતિપુર: બંગલાનું કંપાઉન્ડ અને (૩) ગરબડીયાપુર: હોસ્ટેલ, નિશાળ, વગેરેનું કંપાઉન્ડ. આ નામો મહે. સ્ટીવન્સન સાહેબે પાડેલાં. એકદમ ૬૫-૭૦ છોકરા આવ્યા, અને કુટુંબોસહિત માસ્તરો આવ્યા, એથી ત્રણે કંપાઉન્ડ ભરેલાં દેખાતાં અને રમણીય લાગતાં હતાં. ૧૯૨૭માં ૨૦૦ની વસ્તી હતી.

## ગુજરાત તથા કાઠિયાવાડમાં આઇ. પી. મિશનની વસ્તી

### (હકીકત પત્રક પરથી ૧૯૨૮ની સાલના આંકડા)

### I. વ્યવસ્થિત મંડળીઓ

| નંબર | મંડળી | કુલ સંખ્યા |
|---|---|---|
| ૧. | સુરત | ૭૪૪ |
| ૨. | બોરસદ | ૬૩૨ |
| ૩. | બ્રુકહિલ | ૩૩૪ |

| નંબર | મંડળી | કુલ સંખ્યા |
|---|---|---|
| ૪. | પોરડા | ૧૦૫ |
| ૫. | આણુંદ | ૪૦૬ |
| ૬. | ભાલેજ | ૨૬૪ |
| ૭. | કેરીપુર | ૨૧૮ |
| ૮. | અમદાવાદ | ૮૪૪ |
| ૯. | રાણીપુર (પાળક વિના) | ૪૦૩ |
| ૧૦. | વાલેસપુર | ૧૧૬ |
| ૧૧. | ખદ્વાણા | ૧૫૬ |
| **II.** | **અવ્યવસ્થિત મંડળીઓ** | |
| ૧. | મંટગમરીપુર | ૧૦૧ |
| ૨. | નડીઆદ | ૧૨૧ |
| ૩. | ખંભાત | ૪૧ |
| ૪. | સોજત્રા | ૫૨ |
| ૫. | પરાંતિજ | ૧૯૫ |
| ૬. | ડીસા | ૨૪૩ |
| ૭. | ગોઘા | ૯૮ |
| ૮. | ભાવનગર | ૭૮ |
| ૯. | રાજકોટ (પાળક છે) | ૧૯૩ |
| ૧૦. | વઢવાણુ | ૨૫ |
| ૧૧. | બારડોલી | ૪૭ |
| ૧૨. | અરેઠ | ૮૦ |
| ૧૩. | ભરૂચ | ૨૯૯ |
| ૧૪. | પોરબંદર | ૩૩ |
| ૧૫. | કલોપ્શાપુર | ૧૯૧ |
| | **જંગલ ટ્રાઈબ્ઝ મિશન** | |
| ૧૬. | દાહોદ | ૪૪૧ |
| ૧૭. | ઝાલોદ | ૬૫૩ |
| ૧૮. | સંતરામપુર | ૭૫ |

| નંબર | મંડળી | કુલ સંખ્યા |
|---|---|---|
| ૧૯. | ગરબાડા | ૨૪ |
| ૨૦. | લુણાવાડા | ૧૪ |
| ૨૧. | મોરવા | ૭ |
| | | કુલ ૭૧૪૩ |

## પરદેશથી આવેલા મિશનેરીઓ

### (લંડન મિશન)

| નંબર | નામ | ગુજરાત (સુરત)માં આવ્યાની સાલ |
|---|---|---|
| ૧. | રેવ. વિલ્યમ ફ્રૈવી | ૧૮૧૫ |
| ૨. | રેવ. જે. સ્કિનર | ૧૮૧૫–૧૮૨૧ (મરણ ૧૮૨૧માં) |
| ૩. | રેવ. આલેકસાંદર ફ્રૈવી | ૧૮૨૨–૧૮૪૦ (મરણ સુરતમાં; કબર દેવળની પાછળ) |
| ૪. | રેવ. વિલ્યમ કલાર્કસન | ૧૮૩૭ |
| ૫. | રેવ. વિલ્યમ ફ્લોવર | ૧૮૩૯–૧૮૪૬ (મરણ ૧૮૪૭માં) |
| ૬. | મિ. યંગ | ૧૮૫૬–૧૮૬૧ (છાપખાના પર) |

૭. મિ. આન્તુન (વડોદરે કલાર્ક હતા), સ્વયંસેવક.

૮. રેવ. જ. વ. સ. ટેલર ૧૮૪૫ (પછી આઇ. પી.માં જોડાયા)

૯. રેવ. મોર

કુલ નવ લંડન મિશનના મિશનેરીઓ હતા.

૧. (દેશી) રેવ. હોરમસજી પેસ્તનજી (મુંબઇના) ૧ વર્ષ જંબુસર રહ્યા.

આ મિશનેરીઓ ૧૮૪૭માં આઇ. પી. મિશનને કુલ ચાર્જ સોંપીને ચાલ્યા ગયા. તેમણે આસરે ૫૧ વર્ષ ગુજરાતમાં કામ કર્યું.

## આઇ. પી. મિશનના મિશનેરીઓ

| નંબર | | નામ | આવ્યાની સાલ |
|---|---|---|---|
| ૧. | રેવ. | જેમ્સ ગ્લાસગો, ડી. ડી. | ૧૮૪૧–૬૪ (રાજકોટ) |
| ૨. | ,, | આલેક્ષાંદર કેર | ૧૮૪૧ (મરણ ૧૮૪૧માં) |
| ૩. | ,, | આદમ ગ્લાસગો | ૧૮૪૨ |
| ૪. | ,, | એ. ડી. ગ્લાસગો | ૧૮૪૨–૧૮૫૫ |

| નંબર | | નામ | આવ્યાની સાલ |
|---|---|---|---|
| ૫. | રેવ. | રોબર્ટ મંટગમરી | ૧૮૪૨ |
| ૬. | ,, | જેમ્સ મેફી | ૧૮૪૨–૧૮૬૫ |
| ૭. | ,, | જેમ્સ સ્પિર્સ | ૧૮૪૨ |
| ૮. | ડૉ. | સિંકલેર (મેડીકલ મિશનેરી) | ૧૮૪૩ |
| ૯. | રેવ. | જ. વ. સ. ટેલર, બી. એ. | ૧૮૬૦ |
| ૧૦. | ,, | જેમ્સ વોલેસ | ૧૮૪૫ (મરણ ૧૮૭૩માં) |
| ૧૧. | ,, | ડનલોપ મોર | ૧૮૫૫–૧૮૬૬ |
| ૧૨. | ,, | વિલ્યમ ડિક્ષન, એમ. એ. | ૧૮૬૪–૧૮૭૧ (મરણ સુરતમાં) |
| ૧૩. | ,, | ટી. એલ. વેલ્સ, બી. એ. | ૧૮૬૪–૧૮૭૭ (મરણ સુરતમાં) |
| ૧૪. | ,, | વિલ્યમ બીટી, બી. એ. | ૧૮૬૫–૧૮૯૦ (રિટાયર્ડ) |
| ૧૫. | ,, | જી. ટી. રે, એમ. એ. | ૧૮૬૬–૧૮૯૦ (રિટાયર્ડ) |
| ૧૬. | ,, | ડબ્લ્યુ. મેકમોર્ડિ, એમ. એ. | ૧૮૬૭–૧૮૭૯ (રિટાયર્ડ) |
| ૧૭. | ,, | રોબર્ટ ગિલેસ્પી, બી. એ. | ૧૮૬૮–૧૮૯૯ (મરણ બોરસદમાં) |
| ૧૮. | ,, | જોન શિલેડી, એમ. એ. | ૧૮૭૪–૧૯૧૫ (મરણ સ્વદેશમાં) |
| ૧૯. | ,, | ડબ્લ્યુ. ડબ્લ્યુ. બ્રાઉન, એમ. એ. | ૧૮૭૪–૧૮૮૮ |
| ૨૦. | ,, | જોન હ્યુએટ, એમ. એ., એલએલ. બી. | ૧૮૭૪–૧૮૭૬ (મરણ મુંબઇમાં) |
| ૨૧. | ,, | જી. પી. ટેલર, એમ. એ., ડી. ડી. | ૧૮૭૭–૧૯૨૦ (મરણ અમદાવાદમાં) |
| ૨૨. | ,, | એચ. આર. સ્કોટ, એમ. એ., ડી. ડી. | ૧૮૮૩–૧૯૨૮ (મરણ ૧૯૨૯ સ્વદેશમાં) |
| ૨૩. | ,, | જે. એફ. સ્ટીલ, એમ. એ., ડી. ડી. | ૧૮૮૩–૧૯૧૯ (મરણ દલહૌસીમાં) |
| ૨૪. | ,, | રોબર્ટ બોયડ, બી. એ. | ૧૮૮૪-૧૯૨૭ (રિટાયર્ડ) |
| ૨૫. | ,, | આર. ડબ્લ્યુ. સિંકલર, બી. એ. | ૧૮૮૬ |
| ૨૬. | ,, | ટી. મેકનલીસ, બી. એ. | ૧૮૮૬–૧૮૮૯ (મરણ આણંદમાં) |
| ૨૭. | ,, | રોબર્ટ હેન્ડરસન, એમ. એ. | ૧૮૯૦–૧૯૨૧ (ડુબી ગયા) |
| ૨૮. | ,, | જે. એચ. ફીટસીમોન્સ, બી. એ. | ૧૮૮૯–૧૮૮૯ |
| ૨૯. | ,, | જે. સી. બ્લેર, એમ. એ. | ૧૮૯૦ |

| નંબર | | નામ | આવ્યાની સાલ |
|---|---|---|---|
| ૩૦. | રેવ. | રોબર્ટ વિલ્સન, બી. ડી. | ૧૮૯૪-૧૯૨૧ (રિટાયર્ડ) |
| ૩૧. | ,, | જે. એસ. સ્ટીવન્સન, એમ. એ., બી. ડી. | ૧૮૯૫–૧૯૨૫ (મરણ વિલાયતમાં ૧૯૩૦) |
| ૩૨. | ,, | એસ. ગિલેસ્પી, બી. એ. | ૧૮૯૫–૧૯૨૮ (મરણ સુરતમાં) |
| ૩૩. | ,, | આર. આર. જોન્સન, બી. એ. | ૧૮૯૫–૧૯૧૭ (મરણ અમદાવાદમાં) |
| ૩૪. | ,, | એચ. માર્ટિન, બી. એ. | ૧૮૯૬–૧૯૨૭ (રિટાયર્ડ) |
| ૩૫. | ,, | એમ. ડબ્લ્યુ. બીટી, બી. એ. | ૧૯૦૦ |
| ૩૬. | ,, | જી. વિલ્સન, બી. એ. | ૧૯૦૨ |
| ૩૭. | ડૉ. | એન. એમ. ગેવિન, એફ. આર. સી. એસ. | ૧૯૦૨–૧૯૧૬ ( મરણ સ્વદેશમાં ) |
| ૩૮. | રેવ. | ડબ્લ્યુ. કૉવન, બી. એ. | ૧૯૦૭-૧૯૦૯ (મરણ અમદાવાદમાં) |
| ૩૯. | ,, | આર. એચ. બોયડ, એમ. એ. | ૧૯૦૯–૧૯૨૨ (હાલ વિલાયત) |
| ૪૦. | ,, | જે. એમ. લાઇલ, એમ. એ. | ૧૯૧૫ |
| ૪૧. | ,, | જે. રોજર્સ, બી. એ. | ૧૯૧૫ |
| ૪૨. | ,, | આર. એસ. ડીકી, એમ. એ. | ૧૯૧૮ |
| ૪૩. | ,, | ડબ્લ્યુ. જી. મલ્લિગન, એમ. એ. | ૧૯૨૧ |
| ૪૪. | ,, | ડબ્લ્યુ. જે. હાના, એમ. એ. | ૧૯૨૨ |
| ૪૫. | ડૉ. | જે. બી. હાના, એમ. બી., સીએચ. બી. | ૧૯૦૧ (આણંદ) |
| ૪૬. | રેવ. | જે. ગ્રોલી, બી. એ. | ૧૯૨૩ |
| ૪૭. | ,, | આર. જે. મુરહેડ, બી. એ. | ૧૯૨૪–૧૯૨૮ (રિટાયર્ડ) |
| ૪૮. | મિ. | ઓ. એન. બ્રાઉન, બી. એ. | ૧૯૨૬ (અમદાવાદ હાઇ સ્કુલ) |
| ૪૯. | ડૉ. | જે. આર. હેન્ડરસન, એમ. બી., સીએચ. બી. | ૧૯૨૭ |
| ૫૦. | ,, | જે. સ્ટીવન્સન, એમ. બી., સીએચ. બી. | ૧૯૨૯ |

## ગુજરાત કાઠિયાવાડના એતદ્દેશી પાળકોની સાંકળ

| નંબર | નામ | ક્યાં દીક્ષા થઇ? | ક્યારે થઇ? | ક્યાં છે? |
|---|---|---|---|---|
| ૧. | રેવ. રામભાઇ કલ્યાણ | બ્રુકહિલ | ૧૮૮૮ | મરી ગયા |
| ૨. | ,, નથુભાઇ હરીભાઇ | ભાલેજ | ૧૮૮૮ | ,, |



રેવ. જેઠા બાભાઈ
રેવ. પીતરભાઈ, રેવ. કે. એમ. રત્નગ્રાહી, રેવ પીતાંબર. રેવ. શોમાભાઈ,
રેવ. લાજરસ તેજપાળ, રેવ. શમૂએલભાઇ, રેવ. યોહાન જી. ઠક્કર



બોરસદનું દેવળ

| નંબર | | નામ | ક્યાં દીક્ષા થઇ? | ક્યારે થઇ? | ક્યાં છે? |
|---|---|---|---|---|---|
| ૩. | રેવ. | યોહાનભાઇ ગંગારામ | સુરત | ૧૮૯૩ | મરી ગયા |
| ૪. | ,, | થોમાભાઇ પાથાભાઇ | ફેરીપુર | ૧૮૯૮ | ,, |
| ૫. | ,, | લાજરસ તેજપાળભાઇ | ખઢાણા | ૧૮૯૮ | (રિટાયર્ડ) |
| ૬. | ,, | પીતરભાઇ ભૂધરભાઇ | સુરત | ૧૯૦૩ | (રિટાયર્ડ) |
| ૭. | ,, | કહાનભાઇ માધવજી રત્નગ્રાહી | બ્રુકહિલ | ૧૯૦૫ | મરી ગયા |
| ૮. | ,, | પીતાંબરભાઇ સામજી | ફેરીપુર | ૧૯૦૫ | આણંદ |
| ૯. | ,, | શમૂએલ ડાહ્યાભાઇ | મંટગમરીપુર | ૧૯૦૮ | મંટગમરીપુર |
| ૧૦. | ,, | જેઠાભાઇ બાભાઇ | બોરસદ | ૧૯૦૯ | (રિટાયર્ડ) |
| ૧૧. | ,, | કાનજી પ્રેમાભાઇ | ખઢાણા | ૧૯૧૨ | (રિટાયર્ડ) |
| ૧૨. | ,, | રામસિંહ કહાનદાસ | વાલેસપુર | ૧૯૧૩ | વાલેસપુર |
| ૧૩. | ,, | જેરેમભાઇ જીવાભાઇ | પોરડા | ૧૯૧૩ | કારેલા |
| ૧૪. | ,, | દાનીયેલ ડાહ્યાભાઇ | ફેરીપુર | ૧૯૧૩ | નડીઆદ |
| ૧૫. | ,, | કુંવરજી માનસિંહ (કચ્છ માટે) | અમદાવાદ | ૧૯૧૬ | મરી ગયા |
| ૧૬. | ,, | વિશ્વાસ સુલેમાનભાઇ | અમદાવાદ | ૧૯૧૬ | મુંબઇ |
| ૧૭. | ,, | જીભાઇ પરશોત્તમભાઇ | ફેરીપુર | ૧૯૧૮ | ફેરીપુર |
| ૧૮. | ,, | યોહાનભાઇ નારાયણભાઇ | બ્રુકહિલ | ૧૯૧૯ | બ્રુકહિલ |
| ૧૯. | ,, | માધવલાલ ગોવિંદભાઇ | ખઢાણા | ૧૯૧૯ | ખઢાણા |
| ૨૦. | ,, | રેઉબેનભાઇ અબેસિંગભાઇ | પોરડા | ૧૯૨૦ | પોરડા |
| ૨૧. | ,, | રણછોડભાઇ ભગવાનભાઈ | ભરૂચ | ૧૯૨૧ | ભરૂચ |
| ૨૨. | ,, | ગેંદાલભાઇ અમથાભાઇ | ભાલેજ | ૧૯૨૧ | ભાલેજ |
| ૨૩. | ,, | ખોડાભાઇ જેઠાભાઇ | સુરત | ૧૯૨૭ | સુરત |
| ૨૪. | ,, | પાઉલભાઇ કાળીદાસ | અમદાવાદ | ૧૯૨૭ | અમદાવાદ |
| ૨૫. | ,, | સુલેમાનભાઇ રામદાસ | રાજકોટ | ૧૯૨૮ | રાજકોટ |
| ૨૬. | ,, | બેન્યામિનભાઇ લાલભાઇ | બોરસદ | ૧૯૨૯ | બોરસદ |

ગુજરાત તથા કાઠિયાવાડ મધ્યેની આઇ. પી. મિશન મંડળીઓમાં સને ૧૮૬૮થી તે ૧૯૩૦ સુધી થએલા વડીલોનાં નામ. જ્યાં તેઓ દીક્ષિત થયા ત્યાંજ તેમનું નામ એકવાર છાપવામાં આવ્યું છે. પછી જો

તેઓ બીજી મંડળીમાં પ્રતિસ્થાપિત થયા હોય તો તેમના નામની સામે (ક્યાં પ્રતિસ્થાપિત થયા ) તે પણ દેખાડવામાં આવ્યું છે.

| ચાલુ નંબર | મંડળીવાર નંબર | નામ | કઇ મંડળીમાં | સાલ | હાલ ક્યાં છે? |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | દેશાઇભાઇ ખોજીદાસ | બોરસદ | ૧૮૬૮ | મરણ પામ્યા |
| ૨ | ૨ | ગીરધરભાઇ રૂપજી | ,, | ,, | ,, |
| ૩ | ૩ | ઇશ્વરદાસ વણારસી | ,, | ,, | ,, |
| ૪ | ૪ | કહાનદાસ પુંજાભાઈ | ,, | ૧૮૭૭ | ,, |
| ૫ | ૫ | ગોવિંદભાઇ ઉકાભાઈ | ,, | ,, | ,, |
| ૬ | ૬ | હરખાજી કેશવજી | ,, | ૧૯૦૯ | બોરસદ |
| ૭ | ૭ | આશીર્વાદ જીજીભાઇ | ,, | ૧૯૨૦ | ,, |
| ૮ | ૮ | બેન્યામીનભાઇ લાલભાઇ | ,, | ૧૯૨૦ | ,, પાળક |
| ૯ | ૯ | સુલેમાન હીરાભાઈ | ,, | ૧૯૨૦ | માંડવી |
| ૧૦ | ૧૦ | દાઉદભાઇ ઉકાભાઇ | ,, | ૧૯૨૭ | બોરસદ |
| ૧૧ | ૧૧ | જગન્નાથ શીવરામ | ,, | ૧૯૨૭ | ગોધા |
| ૧૨ | ૧ | ડાભાઇ ત્રીકમદાસ | બ્રુકહિલ | ૧૯૦૬ | મરણ પામ્યા |
| ૧૩ | ૨ | કાળાદાસ લીંબાભાઇ | ,, | ,, | બ્રુકહિલ |
| ૧૪ | ૩ | યોહાનભાઇ પુંજાભાઇ | ,, | ,, | ,, |
| ૧૫ | ૪ | વાઘજીભાઇ ગોકળભાઇ | ,, | ૧૯૨૯ | ,, |
| ૧૬ | ૧ | દેવજીભાઇ બળવંત | આણંદ | — | મરી ગયા |
| ૧૭ | ૨ | દાઉદભાઈ નાથાભાઈ | ,, | ,, | મરણ પામ્યા |
| ૧૮ | ૩ | ઓબેદભાઇ તળશીભાઈ | ,, | ૧૯૧૮ | આણંદ |
| ૧૯ | ૪ | ડૉ. દલપતભાઇ મકનભાઇ | ,, | ,, | મરણ પામ્યા |
| ૨૦ | ૫ | જેઠાભાઇ માધવભાઇ | ,, | ,, | ,, |
| ૨૧ | ૬ | જીવાભાઇ ઉકાભાઇ | ,, | ,, | ભાલેજ |
| ૨૨ | ૭ | ડૉ. રઇજીભાઇ રણછોડભાઇ | ,, | ૧૯૨૯ | વઢવાણ |
| ૨૩ | ૧ | ઉકાભાઈ વિરાભાઇ | ભાલેજ | — | મરણ પામ્યા |
| ૨૪ | ૨ | કુબેરભાઇ બાભાઇ | ,, | — | ભાલેજ |
| ૨૫ | ૩ | જાખી ખુશાલભાઈ | ,, | ૧૯૨૯ | ,, |

| ચાલુ નંબર | મંડળીવાર નંબર | નામ | કઇ મંડળીમાં | સાલ | હાલ ક્યાં છે? |
|---|---|---|---|---|---|
| ૨૬ | ૧ | રામભાઇ બોધાભાઈ | કેરીપુર | ૧૯૧૩ | કેરીપુર |
| ૨૭ | ૨ | દયાળભાઇ વિરજી | ,, | ૧૯૧૬ | મરણ પામ્યા |
| ૨૮ | ૩ | સુંદરભાઇ વિઠ્ઠલભાઇ | ,, | ,, | કેરીપુર |
| ૨૯ | ૧ | ભાણાભાઈ રતનજી મહેતા | સુરત | ૧૮૯૨ | મરી ગયા |
| ૩૦ | ૨ | કરસન દેવજીભાઈ | ,, | ,, | ,, |
| ૩૧ | ૩ | મકનભાઇ ડાહ્યાભાઇ | ,, | ,, | ,, |
| ૩૨ | ૪ | માનાભાઈ રામાભાઈ | ,, | ,, | ,, |
| ૩૩ | ૫ | એ. એલ. બોઝ સાહેબ | ,, | ૧૯૧૨ | સુરત |
| ૩૪ | ૬ | તીમોથીભાઇ મકનભાઇ | ,, | ૧૯૧૯ | ,, |
| ૩૫ | ૭ | પ્રભુદાસ નારણદાસ | ,, | ૧૯૨૭ | ,, |
| ૩૬ | ૮ | જોસફભાઇ ખુશાલભાઇ | ,, | ૧૯૨૮ | ,, |
| ૩૭ | ૧ | કાળીદાસ શીવાજી | અમદાવાદ | ૧૯૧૭ | અમદાવાદ |
| ૩૮ | ૨ | જેરોમભાઇ જેસિંગભાઇ | ,, | ,, | ,, |
| ૩૯ | ૩ | જાખીભાઇ ધુળાભાઇ | ,, | ,, | ,, |
| ૪૦ | ૪ | જેમ્સભાઇ ધનજી | ,, | ,, | (રિટાયર્ડ) |
| ૪૧ | ૫ | મુકુંદરાય બેન્જામીન | ,, | ૧૯૨૭ | અમદાવાદ |
| ૪૨ | ૬ | શમૂએલભાઇ જેઠાભાઇ | ,, | ,, | ,, |
| ૪૩ | ૭ | જેમ્સભાઇ ઉકાભાઈ | ,, | ,, | ,, |
| ૪૪ | ૮ | હેનરીભાઇ વિલ્યમભાઇ | ,, | ,, | ,, |
| ૪૫ | ૧ | જેસિંગભાઇ દેશાઇભાઇ | રાણીપુર | ૧૯૧૭ | મરણ પામ્યા |
| ૪૬ | ૨ | લુથરભાઇ જેસિંગભાઇ | ,, | ,, | રાણીપુર |
| ૪૭ | ૩ | ભલસિંગ બેચરદાસ | ,, | ,, | મરણ પામ્યા |
| ૪૮ | ૪ | સુરસિંગ માનસિંગ | ,, | ,, | ડીસા |
| ૪૯ | ૧ | ભીખાજી મોતીભાઇ | વાલેસપુર | ૧૯૧૭ | વાલેસપુર |
| ૫૦ | ૨ | જેરોમભાઇ હરીભાઇ | ,, | ૧૯૨૩ | મરણ પામ્યા |
| ૫૧ | ૩ | સાવધાનભાઇ મુળજી | ,, | ,, | વાલેસપુર |
| ૫૨ | ૧ | યુસફભાઇ [redacted] | રાજકોટ | — | મરણ પામ્યા |

| ચાલુ નંબર | મંડળીવાર નંબર | નામ | કઈ મંડળીમાં | સાલ | હાલ ક્યાં છે? |
|---|---|---|---|---|---|
| ૫૩ | ૨ | લાજરસભાઇ ભુધરભાઇ | રાજકોટ | ૧૯૩૦ | રાજકોટ |
| ૫૪ | ૩ | ભાણાભાઇ અમથાભાઇ | ,, | ,, | ,, |
| ૫૫ | ૧ | વિશ્રામભાઇ મીઠાભાઇ | ખઢાણા | ૧૯૨૩ | ખઢાણા |
| ૫૬ | ૨ | મહીજીભાઇ હીરાભાઇ | ,, | ,, | પેટલાદ |
| ૫૭ | ૩ | રણછોડભાઇ ગણેશભાઇ | ,, | ,, | ખઢાણા |
| ૫૮ | ૧ | ખુશાલભાઇ વિરજી | પોરડા | ૧૯૧૩ | પોરડા |
| ૫૯ | ૨ | ટીસાભાઇ હાંસજી | ,, | ૧૯૨૯ | ,, |
| ૬૦ | ૩ | અયૂબભાઇ જેઠાભાઇ | ,, | ,, | ,, |
| ૬૧ | ૧ | એલીશા અભેસિંગ | ડીસા | ૧૯૨૩ | ડીસા |
| ૬૨ | ૧ | ધનજીભાઇ ભીખાજી | ભાવનગર | ૧૯૨૯ | ભાવનગર |
| ૬૩ | ૨ | ડોકટર કૃષ્ણસિંગ | ,, | ,, | ,, |

**જંગલ ટ્રાઇબ્ઝ મિશનમાં થએલા યુરોપિયન વડીલો**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મિ. | એચ. જી. રે | ઝાલોદ | ૧૯૧૩ |
| ૨ | ,, | એ. ક્રોકાર્ટ | દાહોદ | ૧૯૧૯ |
| ૩ | ,, | જે. નિલ | ,, | ૧૯૨૦ |
| ૪ | ,, | એ. એસ. બ્રીજ | ઝાલોદ | ૧૯૨૭ |
| ૫ | ,, | ડબ્લ્યુ. એચ. રોબીન્સન | ,, | ૧૯૨૭ |
| ૬ | ,, | આર. હાન્ના | દાહોદ | ૧૯૨૮ |

---

## પ્રકરણ ૫મું

# ઝનાના મિશનની સ્થાપના

સમસ્ત હિન્દમાં ઝનાના (પડદે) રહેવાનો રિવાજ છે. પણ ખાસ કરીને રજપૂતસ્તાનમાં, ગરાસીઆમાં, લેવા પાટીદારો ને કસ્બાતી મુસલમાનોની વસ્તી જ્યાં વધારે છે, ત્યાં તો ખાસ કરીને પડદે રહ્યા વિના છુટકોજ નથી. હિન્દમાં પડદે રહેવાનો રિવાજ મુસલમાની રાજ્યના વખતથી શરૂ થયો કહેવાય છે; તેનું કારણ મુસલમાન જુવાનોનો જુલમ. વહુ દીકરીઓને પુખ્ત ઉમરે આવતાંજ પડદે રહેવું પડતું હતું. તેઓથી

છચોક ચોકબજારે, અને પાણી ભરવા કુવેપાવટે જઇ શકાતું ન હતું. આધું ઓઢવું એ પણ પડદાનીજ નિશાની છે. એ અરધો પડદો છે. આવી બંદીવાન જેવી સ્ત્રીઓને ધર્મનું જ્ઞાન તો કયાંથી હોય અને કોણ આપે? જ્યારે માતાઓની આવી દશા, ત્યારે સંતાનોની શી દશા? તેમને સુધરવાની આશા શી હોય? ખરેખર આવા દેશમાં ઝનાના મિશનની ઘણીજ અગત્ય હતી. તે યોગ્ય પ્રસંગે પ્રભુપિતાએ પૂર્ણ કરી. તેના નામની સદા સ્તુતિ થાઓ! ખચીત પ્રભુનાં કામ બહુજ અજાયબ જેવાં છે. તે પોતાના ઠરાવો અણધારી રીતે પુરા કરે છે, તે આ ઉપરથી સાફ જણાય છે.

સને ૧૮૭૪ની સાલે ગુજરાત અને કાઠિયાવાડની વડીલસભા બોરસદમાં મળી. તે વખતે આપણી વડીલસભાએ મરાઠી મિશન વડીલસભા તરફથી બે સલાહકાર પ્રતિનિધિઓ માગ્યા. તેમાં રેવ. ડો. મરિમિચલ સાહેબ અને રેવ. ડો. નારાયણ શેસાદ્રી સાહેબ, એ બે મહાન પુરૂષો પુનાથી પધાર્યા. તેમણે વડીલસભામાં આખર સુધી રહીને બધી હકીકત સાંભળી. પછી તેમણે સલ્લાહ આપી કે, આ દેશ માટે ઝનાના મિશનની બહુજ જરૂર છે. આ સલાહને આપણી વડીલસભાએ પુરી રીતે ધ્યાનમાં લીધી, તેમજ આપણા મિશનેરી અગ્રેસરોને પણ તેની ખરી અગત્ય જણાઇ, તેથી તેઓએ આયર્લાંડની માતુશ્રી મંડળી પાસે ઝનાના મિશનની માગણી કરી, અને પ્રભુએ તે માગણી સફળ કરી.

સને ૧૮૭૫ના જુન મહિનાની તા. ૧૨મીએ આયર્લાંડ દેશના લંડનડેરી શહેરમાં એક ભવ્ય સભા ભરાઈ. તેમાં પ્રભુના ભાવિક ભક્તોએ બહુજ હોંસભર્યો ભાગ લીધો, અને ગુજરાત કાઠિયાવાડની સ્ત્રીઓમાં ત્રાતાની સુવાર્તા પ્રગટ કરવા સારૂ મોટું ઉઘરાણું કર્યું. તે વખતે માત્ર એકજ લેડી મિશનેરી ગુજરાતમાં હતાં એટલે મિસ બ્રાઉન. તેઓ પોતાના ભાઇ મહે. રેવ. બ્રાઉન સાહેબ સાથે ૧૮૭૨માં આવ્યાં હતાં અને ૧૮૮૨ સુધી રહ્યાં. તેઓ બોરસદમાં રહીને ખ્રીસ્તી સ્ત્રીઓમાં તથા અન્યધર્મની સ્ત્રીઓમાં હરીફરીને કામ કરતાં હતાં. ગુજરાતમાં આઠનવ વરસ કામ કરીને તેઓ પોતાના ભાઇ સાથે પાછાં સ્વદેશ ગયાં. તે બન્ને ભાઈબ્હેન ઘણાં માંદાં થઈને ગયાં, અને થોડાં વરસ પછી બ્રાઉન સાહેબ ગુજરી

ગયા. મિસ બ્રાઉન હજી સુધી હેયાત છે, અને ગુજરાતને બહુજ યાદ કરે છે. તેમના વહાલા બ્રુકહિલને તેઓ ભૂલી ગયાંજ નથી, તેની વાત જાણવા સાંભળવા તેઓ બહુ આતુર છે. તેઓ દર માસનું "સત્યોદય" મંગાવે છે ને વાંચે છે.

ત્યાર પછી ઝનાના મિશનની સ્થાપના થઇ, એટલે બીજાં મિસ સાહેબો આવવા લાગ્યાં. સુરત, બોરસદ, અમદાવાદ, આણંદ, ભરૂચ અને રાજકોટ વગેરે સ્ટેશનોમાં તેમને માટે બંગલા બંધાવવામાં આવ્યા, અને ઇસ્પીતાલો પણ બાંધવામાં આવી. તેમણે આવીને પ્રથમ કન્યા-શાળાઓ ઉઘાડી, અને સ્ત્રીઓને ઘેર, હા, ઘેરેઘેર જઇને ધર્મશિક્ષણ આપવા માંડ્યું. સાથે દેશી બાયબલવુમનો રાખીને સ્ત્રીઓમાં તથા છોડીઓમાં પ્રભુનું જ્ઞાન હરેક રીતે ફેલાવવા તેઓ પ્રયત્નો કરવા લાગ્યાં. મિસ સાહેબોને થોડાજ વખતમાં માલમ પડી આવ્યું કે, મંદવાડની વખતે આ દેશની સ્ત્રીઓની દશા બહુજ દયામણી હોય છે. જે સ્ત્રીઓ ઓઝલ (પડદે) રહે છે, તેઓ કોઈ પુરૂષડોકટરની પાસે જતી નથી ને તેમની મદદ લેતી નથી. આથી ઘણી સ્ત્રીઓ ભારે દુઃખ વેઠીને કમોતે મરણ પામતી હતી. એ કારણને લીધેજ સ્ત્રીડોકટરની ભારે જરૂર જણાઇ. તે પરથી આ દેશમાં સ્ત્રીડોકટરોને બોલાવવાનો ઠરાવ કરવામાં આવ્યો.

આપણા આઇ. પી. મિશનમાં પ્રથમ સને ૧૮૭૬માં ડોકટર મિસફોરેસ્ટ સાહેબે સુરતમાં દવાખાનું ખોલ્યું. તે દવાખાનાનો લાભ સુરતની હજારો સ્ત્રીઓએ લીધો. ત્યાર પછી વધતાં વધતાં બોરસદ, આણંદ, ભરૂચ, અમદાવાદ અને રાજકોટ વગેરે મોટી ને ભારે વસ્તીવાળાં શહેરોમાં લેડી ડોકટર મિસ સાહેબો ઇસ્પીતાલો ખોલીને ખાસ સ્ત્રીઓને માટેજ ઉપયોગી કામ કર્યા કરે છે. દૈહિક દવા સાથે આત્મિક દવા—દેવનું જ્ઞાન—સુવાર્તાનું જ્ઞાન પણ આપવામાં આવે છે. હા, તેઓ સુવાર્તાઓ પણ વહેંચે છે, ને વેચે છે.

વળી મારે વચ્ચે એ પણ જણાવવું જોઈએ કે, મિસિસ જેકબ (મહે. રેવ. રોબર્ટ મંટગમરી સાહેબનાં વડાં દીકરી) જે મુંબઇના એક સિવિલ્યન સાહેબ સાથે પરણેલાં હતાં, તે તે સાહેબના મરણ પછી રંડાયાં, ને સુરતમાંજ રહીને સ્ત્રીઓમાં કામ કરતાં હતાં. તેઓ કોઇ કોઇ વાર ગુજ-

રાતનાં ગામડાંમાં પણ પોતાની સાથે સ્ત્રીકામદારો લઇને ફરવા નીકળતાં. તેમની સાથે લીયા (સિદી) બાઇ હમેશ ફરતી હતી. પછી જ્યાં જ્યાં મોટાં સ્ટેશનો નજીક તેઓ ફરવા જતાં ત્યાંની બાયબલવુમનો પણ તેમની સાથે ફરવા જતી. પેટલાદ, ખઢાણા, સોજીત્રા વગેરે ઠેકાણે તેઓએ અમારી સાથે પણ મુસાફરી કરેલી છે. તેઓએ પોતાની આખી જીંદગી પ્રભુની સેવામાંજ કાઢી હતી. સને ૧૯૧૦માં તેઓ પોતાની સેવાનું ફળ પામવા પ્રભુની પાસે જઇ પહોંચ્યાં.

ઝનાના મિશનની સ્થાપના પછી જે જે મિસ સાહેબો આ દેશમાં પધાર્યાં ને જ્યાં જ્યાં રહ્યાં ને જે જે કામ તેઓએ કર્યું તે બધાની વિગતવાર નોંધ મારી પાસે નથી, પણ જે કંઇ થોડુંઘણું હું જાણું છું તે બહુજ ટુંકામાં લખું છું.

મિસ મેકી સાહેબ પ્રથમ સુરત રહ્યાં. તેમણે સુરતની છોડીઓને માટે એક એંગ્લો-વર્નાકયુલર સ્કુલ ઉઘાડી. તેમાં અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ ચાલતો હતો. એ સ્કુલ સરકાર તરફથી પણ બહુ વખણાતી હતી. પાછળથી તે કન્યાઓની હાઇ સ્કુલ બની, અને મુંબઇની યુનિવર્સિટી સાથે જોડાઈ ગઈ. હિન્દુ, મુસલમાન અને વિશેષે કરીને પારસીઓની છોડીઓ એ સ્કુલથી ઘણોજ લાભ પામી છે. તે સ્કુલમાં મુન્શી અબ્દુલ રહેમાન સાહેબનાં દીકરી આશાબાઇ મુખ્ય શિક્ષિકા ગણાતાં હતાં. વળી મિસ મેકી સાહેબે પોતાના એ કામ ઉપરાંત સુરતમાં દેશી ખ્રીસ્તી છોડીઓને માટે એક ટ્રેનિંગ કલાસ પણ કાઢી, એ ઇરાદાથી કે તેમાં જે પાસ થાય તે બીજી નિશાળોમાં શિક્ષિકાનું કામ બહુ સારી રીતે કરી શકે. પણ જ્યારે અમદાવાદમાં સરકાર તરફથી ફિમેલ ટ્રેનિંગ કૉલેજ નીકળી ત્યારે ઝનાના મિશને આ કલાસ બંધ કરી, ને ખ્રીસ્તી છોડીઓને અમદાવાદ ભણવા મોકલવા માંડી. હાલ ઘણીજ ખુશીની વાત તો એ બની છે કે, પ્રથમ અમદાવાદ, ને પછી બોરસદમાં આપણી પોતાની ટ્રેનિંગ કૉલેજ ખોલવામાં આવી છે, ને તેમાંથી વર્ષોવર્ષ ઘણી છોડીઓ સારૂં શિક્ષણ પામીને બાહોશ શિક્ષિકાઓ તરીકે બહાર આવે છે.

સને ૧૮૮૫ની સાલમાં ડૉકટર મિસ મેરી મેકજોર્જને અમદાવાદ મોકલવામાં આવ્યાં. ત્યાં તેમણે સ્ત્રીઓને માટે એક દવાખાનું ઉઘાડ્યું,

તેમાં ગરીબ ઘરનાં તેમજ હિન્દુ, મુસલમાન અને પારસી વગેરે મોટાં ઘરનાં બૈરાં દવાનો લાભ લેતાં હતાં; કેમકે કુળવાન અને ઝનાને રહેનાર સ્ત્રીઓ જાહેર ઇસ્પીતાલમાં દવા લેવા જતાં હમેશાં અટકે છે, પણ તેઓ સ્ત્રી ડાકટર પાસે ઘણી ખુશીથી દવા કરાવે છે, ને જરાય આચકો ખાતાં નથી; તેથી આ દવાખાનામાં સ્ત્રીઓની સારી સંખ્યા થાય છે. ડાકટર મિસ સાહેબો અને બીજાં ઝનાનાખાતાનાં મિસી સાહેબો દેશી ખ્રીસ્તી બાઇઓને પોતાની સાથે રાખીને હમેશાં પોતાનું કામ ધમધોકાર ચલાવ્યા કરે છે. વળી દરેક દવાખાનામાં તેઓએ આ એક ઉત્તમ રીત રાખી છે કે, દર સવારે ડાકટર ને સહાયકારી બધાં માણસો ભેગાં થઇને એક કોટડીમાં એકાંતે શાસ્ત્ર વાંચીને પ્રાર્થનાથી ઇશ્વરની સહાય માગે છે, અને પછી કામે લાગે છે. અંદરના દરદીઓની સારવાર કર્યા પછી બહારથી આવેલા દરદીઓને એકઠા કરી તેમની આગળ શાસ્ત્રવાંચન તથા પ્રાર્થના કરવામાં આવે છે, પછી તેમને દવા આપવામાં આવે છે. તે વખતે કેટલાક ભાવિક જનો સુવાર્તા પણ ખરીદે છે. આથી ડાકટર ને દરદીઓ પર ઇશ્વરનો અનુગ્રહ આવે છે. ડાક્ટર મેરી મેકજોર્જે અમદાવાદમાં ચાર વર્ષ દવાખાનું ચલાવ્યું. તેમાં મહુર્મ ડાકટર દલપત્ત મકનભાઇ કંપાઉડર હતા. પછી તેમને વધુ અભ્યાસ કરવા મેડિકલ સ્કુલમાં દાખલ કરી ડા. મેરી મેકજોર્જ સ્વદેશ ગયાં, એવી આશાથી કે પોતે વિલાયતથી પાછાં આવે ત્યારે ડા. દલપત્તભાઈ તેમને વધુ ઉપયોગી થઇ પડે. પણ રજા ભોગવી પાછાં ફરતાં સને ૧૮૯૨માં ડા. મેરી મેકજોર્જ અને મહે. રેવ. વિલ્યમ બીટી સાહેબનાં મડમ સાહેબ, એ બન્ને સદાના વિશ્રામમાં ગયાં (દરિયામાં ડુબી ગયાં). આ દુ:ખદ ખબર ગુજરાતમાં આવતાંજ સર્વે વહાલાંને અત્યંત દુ:ખ થયું.

બોરસદમાં મિસ રોબર્ટ્સ સાહેબ દવાખાનાનું કામ કરતાં હતાં. ત્યાર પછી ડા. મિસ ઇ. મંટગમરી સાહેબ તે દવાખાનું ચલાવતાં હતાં. તેઓના ભરૂચ ગયા પછી ડા. મિસ મેકલડેરી સાહેબ એ દવાખાનું ચલાવે છે. તેઓ જુનાં અને અનુભવી છે. તેમની સાથે થોડાંક વર્ષથી ડા. મિસ બોયડ સાહેબ ડોકટરનું કામ કરે છે. ભરૂચમાં પણ ખાસ સ્ત્રીઓને માટે દવાખાનું છે. તેમાં ડા. મિસ. ડન, એમ. બી., બી. સીએચ. કામ કરે છે.

મિસ રોબર્ટ્સ સાહેબે પહેલાં બોરસદ કામ કર્યું, પછી તેઓ આણંદ ગયાં ને ત્યાં તેમણે સ્ત્રીઓ માટે દવાખાનું ખોલ્યું. આણંદ ગામમાં પણ મોટું ઘર રાખી તેઓ દવા કરતાં હતાં. ત્યાર પછી આણંદમાં આપણી મોટી ઇસ્પીતાલ થઇ; તેમાં ડો. મહેરબાન ગેવીન સાહેબ અને તેમનાં મડમ સાહેબ પુરૂષો ને સ્ત્રીઓની દવા કરવા લાગ્યાં. આ આપણી ઇસ્પીતાલ બહુ પ્રખ્યાત થઇ પડી. તેમાં હાલ ડો. હાન્ના સાહેબ મુખ્ય ડોકટર તરીકે કામ કરે છે.

જે બધાં મિસ સાહેબો આ દેશમાં આવીને કામ કરી ગયાં, અને હાલ કરે છે તેમના કામનું સવિસ્તર વર્ણન લખીએ તો એક મોટું પુસ્તક થાય. આ નાના પુસ્તકમાં એવું સવિસ્તર વર્ણન સમાઇ શકે નહિ. પણ તેઓ જે જે મુખ્ય કામ કરે છે તે જો માત્ર ગણી જાઉં તો તેમનાં ખાસ કામ કયાં કયાં છે તે વાંચનાર જાણી શકશે:

(૧) દેશની સર્વ અબળા (સ્ત્રીઓ, છોડીઓ)ને ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવી-કરાવવી. એમાં ખ્રીસ્તી અને વિધર્મી સર્વે આવી જાય છે.

(૨) સ્ત્રીઓને માટે ખાસ દવાખાનાં ખોલીને દરદી સ્ત્રીઓની દવા કરવી. જે સ્ત્રીઓ જાહેર દવાખાનામાં જઇ પુરૂષ ડોકટરોની મદદ લેતી નથી એવી સ્ત્રીઓની દવા ને સારવાર કરવી. તેમ કરતાં પણ સુવાર્તા પ્રગટ કરવાનો હેતુ ને ઇરાદો અખંડ રાખીને સુવાર્તિક બાઇઓ હમેશ એ કામ કર્યાજ કરે છે, ને ગીતોથી આખી ઇસ્પિતાલ ગજવી મુકે છે.

(૩) અનાથાશ્રમમાં આવેલી અનાથ છોડીઓની પ્રીતિપૂર્વક સંભાળ કરવી. તે સાથે ગીતો, શાસ્ત્રાભ્યાસ તથા પ્રાર્થનાઓ કરવા-કરાવવામાં આવે છે.

(૪) ખ્રીસ્તી સ્ત્રીઓ માંદગી વખતે મોટી સહાય પામે છે, ને ઘણી સ્ત્રીઓ જોખમોમાંથી બચી જાય છે. આ તો ઝનાના મિશન ઇસ્પીતાલોનો પ્રતાપ છે. ખ્રીસ્તી છોકરીઓને ઉંચી કેળવણી આપવી, દેશી ખ્રીસ્તી સ્ત્રીઓને કેળવીને બેબલ-વુમેનના કામને લાયક કરવી, તેમની સાથે ફરીને ગામડાંમાં

સુવાર્તા પ્રગટ કરવી-કરાવવી, એ એમનું મુખ્ય કામ છે. કેટલીક છોડીઓને ડૉકટરી કામમાં કાબેલ કરી કંપાઉંડરનું, નર્સનું કામ શિખવીને પારંગત કરવામાં આવે છે. બધી ઇસ્પીતાલોમાં આ કામ કાળજીપૂર્વક કરવામાં આવે છે. ગુજરાત કાઠિયાવાડમાં પ્રથમ કેટલીક દબોરાહમા જેવી ઘણી બૈબલવુમનો થઇ ગઇ. તેમાંનાં થોડાંક મુબારક નામો આ સ્થળે શોભ્યા વગર રહેશેજ નહિ, જેમકે—

(૧) ફુલબા રામદાસ (બોરસદ), (૨) લેઆહબેન (સુરત), (૩) વખતબા ઇશ્વરદાસ (બોરસદ), (૪) જીતાબેન પ્રેમાભાઈ (બોરસદ), (૫) આશાબાઈ જેઠાભાઇ (પ્રથમ બોરસદ, પછી પરાંતિજ, હાલ અમદાવાદ), (૬) એસ્તેરબા ગબડભાઇ, (૭) કીરપાબાઇ મોતીભાઇ (બોરસદ), તથા માનબાઈ, (૮) જીબાબેન આશિષભાઇ (આણંદ), (૯) લાયજાબા રામદાસ (અમદાવાદ), નાનીબા સામાજી (અમદાવાદ), (૧૦) પ્રધાનબા જશાભાઈ (બ્રુકહિલ); (૧૧) જીવીબાઈ માધવલાલ, (૧૨) મેરીબાઇ લાલા, તથા (૧૩) રાબાબાઇ ગણેશ (ભાલેજ), એ જુનાં જમાનાનાં સુવાર્તિક બેનો હતાં. હાલ તેમાંનાં કેટલાંક છે, અને કેટલાંક મરણ પામેલાં છે. ત્યાર પછી હાલમાં બધે ઠેકાણે બેનો મિસ સાહેબો સાથે અને કેટલીક તેમની દેખરેખમાં કામ કરે છે. હવે જે જે મિસ સાહેબો આયર્લાંડથી ગુજરાત તથા કાઠિયાવાડમાં પધાર્યાં તેમનાં મુબારક નામોની ટીપ આ સ્થળે આપવી બહુજ ઉચિત છે.

## ઝનાના મિશનનાં મિસ સાહેબો

| નંબર | નામ | સાલ | ટુંક હકીકત |
|---|---|---|---|
| ૧. | મિસ બ્રાઉન | ૧૮૭૪–૧૮૮૨ | |
| ૨. | ડો. ફૉરેસ્ટ | ૧૮૭૬–૧૮૮૫ | |
| ૩. | મિસ પાટેસન | ૧૮૭૬–૧૮૭૮ | |
| ૪. | ,, આર્મસ્ટ્રૉંગ | ૧૮૭૭ | (શીલેડી સાહેબ સાથે લગ્ન ૧૮૭૯માં) |
| ૫. | ,, લૉંગ | ૧૮૭૮-૧૮૮૩ | (કેપ્ટન ફ્રોજેંટ સાથે લગ્ન) |
| ૬. | ,, મેકી | ૧૮૮૧-૧૮૯૦ | |
| ૭. | ,, બાલ્ફર | ૧૮૮૨ | (ડો. સ્ટીલ સાહેબ સાથે લગ્ન ૧૮૮૬) |
| ૮. | ડૉ. રૉબર્ટ્સ | ૧૮૮૩ | (બોરસદ ને આણંદના દવાખાનામાં) |

| નંબર | નામ | સાલ | ટુંક હકીકત |
|---|---|---|---|
| ૯. | મિસ મોર | ૧૮૮૪ | (ડો. સ્કોટ સાહેબ સાથે લગ્ન ૧૮૮૮) |
| ૧૦. | ફ્રૉલ્લીન વાન બીર્બસ્ટાઇન | ૧૮૮૪-૧૮૮૫ | |
| ૧૧. | મિસ શૉ | ૧૮૮૪-૧૯૧૧ | |
| ૧૨. | ડો. મેરી મેકજોર્જ | ૧૮૮૫-૧૮૯૨ | (પાછાં આવતાં ડુબી મુઆં) |
| ૧૩. | મિસ મેકડોવેલ | ,, | (પાછાં ગયાં) |
| ૧૪. | ,, હેન્ડરસન | ૧૮૮૬-૧૮૮૭ | (મરણ પામ્યાં) |
| ૧૫. | ,, સુલીવૉન | ૧૮૮૭-૧૮૯૦ | (પાછાં ગયાં) |
| ૧૬. | મિસિસ જેકબ (મંટગમરી સાહેબનાં દીકરી) | ૧૮૮૮-૧૯૧૦ | |
| ૧૭. | મિસ સ્ટેવલી | ૧૮૮૮-૧૮૯૦ | (પાછાં ગયાં) |
| ૧૮. | ,, કૉનેલ | ૧૮૮૯-૧૮૯૦ | ,, |
| ૧૯. | ,, મિલિકન | ૧૮૯૦-૧૮૯૭. | |
| ૨૦. | ,, એ. મંટગમરી | ૧૮૯૧ | |
| ૨૧. | ,, આર્નોલ્ડ | ૧૮૯૧–૧૯૧૨ | (સુરતમાં ૨૧ વર્ષ રહ્યાં) |
| ૨૨. | ,, જે. બીટી | ૧૮૯૧-૧૯૦૭ | (આણંદ રહ્યાં) |
| ૨૩. | ,, ઇરવીન | ૧૮૯૩ | |
| ૨૪. | ,, એફ. બીટી | ૧૮૯૩ | |
| ૨૫. | ડો. ઇ. મંટગમરી | ૧૮૯૫-૧૯૨૦ | (બોરસદ ને ભરૂચ રહ્યાં) |
| ૨૬. | મિસ સ્કૉગી | ૧૮૯૬ | |
| ૨૭. | ,, એકફર્ડ | ૧૮૯૬-૧૯૦૦ | |
| ૨૮. | ,, સ્ટોન્સ | ૧૮૯૭. | |
| ૨૯. | ,, સ્ટીન | ૧૮૯૮–૧૯૧૨ | (અમદાવાદમાં મરણ) |
| ૩૦. | ,, એગન, બી.એ., એલએલ.બી. | ૧૮૯૯ | |
| ૩૧. | ,, વિલ્સન | ? ? | |
| ૩૨. | ડો. હુસ્ટન, એમ. બી. | ૧૯૦૦-૧૯૦૭ | |
| ૩૩. | ,, કૉફર્ડ, એમ. બી. | ૧૯૦૦ | |
| ૩૪. | ,, મેકલ્ડરી, એમ.બી., સીએચ.બી. | ૧૯૦૧ | (હાલ બોરસદ) |
| ૩૫. | મિસ મેકૉલી | ૧૯૦૧ | |
| ૩૬. | ,, ગિલેસ્પી | ૧૯૦૨ | |

| નંબર | | નામ | સાલ | ટુંક હકીકત |
|---|---|---|---|---|
| ૩૭. | મિસ | કુહુન, બી. એ. | ૧૯૦૩ | |
| ૩૮. | ,, | શિલેડી | ૧૯૦૩ | (હાલ ઓસ્ટ્રેલિયા) |
| ૩૯. | ,, | સ્ટુઅર્ટ | ૧૯૦૩ | |
| ૪૦. | ,, | રાઇલન્સ | ૧૯૦૪ | (હાલ સ્વદેશ) |
| ૪૧. | ડૉ. | ડન, એમ. બી., બી. સીએચ. | ૧૯૦૬ | (ભરૂચ) |
| ૪૨. | મિસ | હેનરી, બી. એ. | ૧૯૦૮ | |
| ૪૩. | ,, | સ્ટીવન્સન | ૧૯૦૯ | (ડીફી સાહેબ સાથે લગ્ન) |
| ૪૪. | ,, | જેમિસન, બી. એ. | ૧૯૧૦ | (લુઇસ સાહેબ સાથે લગ્ન) |
| ૪૫. | ,, | ફ્લેમિંગ, એમ. એ. | ૧૯૧૨ | |
| ૪૬. | ,, | બોલ, એમ. એ. | ૧૯૧૩ | |
| ૪૭. | ,, | કે. મેકફેરન, બી. એ. | ૧૯૧૬-૧૯૨૧ | (રોજર્સ સાહેબ સાથે લગ્ન) |
| ૪૮. | ,, | કેમરોન | ૧૯૧૯ | (હાલ ભરૂચ) |
| ૪૯. | ડૉ. | બોયડ, એમ. બી., બી. સીએચ. | ૧૯૨૦ | (હાલ બોરસદ) |
| ૫૦. | મિસ | મેકાર્ટની, એમ. એ. | ૧૯૨૧-૧૯૨૯ | (મરણ બોરસદ) |
| ૫૧. | ,, | હડસન | ૧૯૨૨ | |
| ૫૨. | ,, | બ્લેર, બી. એસસી. | ૧૯૨૨ | (હાના સાહેબ સાથે લગ્ન) |
| ૫૩. | ,, | ડોનાલ્ડસન | ૧૯૨૩-૧૯૨૫ | (રીટાયર્ડ) |
| ૫૪. | ,, | મેગિલ | ૧૯૨૩ | (હેલ્ફર્સ સાહેબ સાથે લગ્ન) |
| ૫૫. | ,, | બારી | ૧૯૨૪ | |
| ૫૬. | ,, | ડીટી | ૧૯૨૪ | (ડા. સ્ટીવન્સન સાથે લગ્ન) |
| ૫૭. | ,, | બાર્ક, બી. એ. | ૧૯૨૪ | |
| ૫૮. | ,, | વિલ્સન, એમ. બી., સીએચ. બી., ડી. પી. એચ. | ૧૯૨૪ | (હાલ ભરૂચ) |
| ૫૯. | ,, | એલ્યોટ, બી. એસસી. | ૧૯૨૬ | |
| ૬૦. | ,, | મક્લગેજ, એમ. એસસી. | ૧૯૨૬ | |
| ૬૧. | ,, | વિલ્યમસન, એમ. બી., બી. સીએચ. | ૧૯૨૭ | (બોરસદ) |
| ૬૨. | ,, | એન. સ્કોટ | ૧૯૨૯ | |
| ૬૩. | ,, | ડી. હેમિલ્ટન | ૧૯૨૯ | |
| ૬૪. | ,, | હનટર | ૧૯૨૯ | (નર્સ, આઇ. પી. મિશન હોસ્પીટલ, આણંદ) |

## પ્રકરણ ૬ઠું

# જંગલ ટ્રાઇબ્સ મિશનની સ્થાપના

## (૧) કામ અને વૃદ્ધિ

સને ૧૮૫૬ માં રેવ. રે સાહેબ અને રેવ. ડિકસન સાહેબે પંચમહાલમાં જઇને ભીલ લોકોની મુલાકાત લીધી, અને તેઓમાં કામ કરવા માટે ગોધરામાં બે કામદાર મુકયા.

સને ૧૮૮૭ માં રેવ. ડો. જે. શિલેડી સાહેબે ભીલ લોકો વિષે એક ચોપાનિયું (અંગ્રેજીમાં) છપાવીને બહાર પાડ્યું, અને વળી તે આયર્લાંડની બોર્ડ પર મોકલ્યું. તે પરથી બેલફાસ્ટમાં એક મોટી સભા મળી, અને ભીલ લોકો માટે મિશનેરીઓ મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો. તેનું નામ "જંગલ ટ્રાઇબ્સ મિશન" રાખવામાં આવ્યું. જેઓએ કોલેજમાં અભ્યાસ કરેલો નહિ, પણ જેઓ કામ કરવાને લાયક ને ઘણા આસ્થિક હોય એવા મિશનેરીઓને ત્યાં મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો. એ રીતે આ મિશનની સ્થાપના થઇ. સને ૧૮૮૯માં ત્યાંની જનરલ એસેમ્બ્લીમાં એક કમિશન મોકલવામાં આવ્યું, અને સને ૧૮૯૦માં આ મિશન બેલફાસ્ટમાં મંજુર કરવામાં આવ્યું.

એ મિશનના પ્રથમ મિશનેરી વિલ્યમ મલિગન સાહેબ હતા. તેમને સને ૧૮૯૦માં ત્યાં મોકલવામાં આવ્યા. તેઓએ પ્રથમ સુરતમાં રહીને ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો. આયર્લાંડની હોમ કમિટીની એવી મરજી થઇ કે, મિ. મલિગન સાહેબ એકલા ભીલ લોકમાં ના જાય, માટે તેમની સાથે જવા સારૂ મિ. જી. ડબલ્યુ. બ્લેર સાહેબને ઠરાવવામાં આવ્યા. એ બન્ને સાથે ભીલ દેશમાં દાહોદ ગયા, પણ તેમને સગવડ કરી આપવા આણંદથી મહે. રેવ. ડો. જે. શિલેડી સાહેબ તેમની સાથે દાહોદ સુધી ગયા. તેઓએ દાહોદમાં તૈવાડામાં એક મકાન ભાડે રાખ્યું. એ ભાડાના ઘરમાં રહીને તેઓએ બંગલા, ઘરો, વગેરે માટે જમીન રાખી, અને બંગલો વગેરે બંધાવતાં બંધાવતાં તેઓ આસપાસનાં ગામડાં ને દાહોદમાં કામ કરતા રહ્યા. તે વખતે તેમની

સાથે દાનીયેલ પ્રેમાભાઇ કરીને સુરતના એક દેશી કામદાર હતા. બંગલો તૈયાર થયો ત્યારે સાહેબો તેમાં રહેવા ગયા, ને તેમણે ધમધોકાર કામ કરવા માંડયું.

સને ૧૮૯૩માં મિ. જે. એચ. મકનિલ ને તેમનાં મડમ સાહેબ આવ્યાં. પાછળથી એમને રેવરેન્ડની દીક્ષા મળી. કામદાર વધ્યા માટે તેમણે બીજું સ્ટેશન ઝાલોદ ઉઘાડયું, ને કામમાં વધારો કર્યો.

નવા સ્ટેશન ઝાલોદમાં મિ. મલિગન સાહેબ રહેવા ગયા. સને ૧૮૯૫માં જંગલ ટ્રાઇબ્સ મિશન માટે કૌન્સિલ સ્થાપન કરવામાં આવી, એટલે બધું કામ વ્યવસ્થિત રીતે ચાલવા લાગ્યું. વળી તેઓ ગુજરાત અને કાઠિયાવાડની આઇ. પી. મિશન કૌન્સિલ અને વડીલસભા સાથે જોડાઇને પોતાના વાર્ષિક રિપોર્ટ વગેરે આપે છે. ઘર-મૂળથી તેમને જોઇતા કામદારો પણ આઈ. પી. મિશન કૌન્સિલ પુરા પાડે છે, પણ હાલમાં તો તેઓ પોતાના ખાતામાં છોકરાઓને ભણાવીને તેમને ખપ પુરતું જ્ઞાન આપે છે, તેથી ઘણાખરા કામદાર તેઓ પોતાના મિશન-માંથી રાખે છે. તેઓમાંના કેટલાક જુવાનો અમદાવાદ ડિવિનિટી કાલેજમાં શીખીને લેસન્સ પણ પામ્યા છે.

સને ૧૮૯૭માં મિ. આર. બી. મોવ્હીની સાહેબ આવ્યા. ભીલ મિશ-નમાં પહેલવહેલાં બાપ્તિસ્મા લઇ ખ્રીસ્તી થનાર નારસિંગભાઇ જગજીભાઇ હતા. તેમનું બાપ્તિસ્મા રેવ. જી. ડબ્લ્યુ. બ્લેર સાહેબે કર્યું હતું. તેઓ ભણેલા હતા માટે રેલ્વેખાતામાં મુદરદમનું કામ કરતા હતા. ખ્રીસ્તી થયા પછી તેઓ મિશનમાં કામદાર થયા, પણ તેમના પર તેમનાં સાસ-રિયાં તરફથી ભારે સતાવણી આવી. તેઓએ તેમને મારવા ઘર ઘેર્યું પણ પ્રભુએ તેમને બચાવ્યા, ને એક અજાણ્યા માણસે મહા બહાદુરીથી તેમને ઝાલોદ પહોંચાડ્યા. કહે છે કે એ અજાણ્યો બહાદુર ને દિલાસો દેનાર તો ઇસુ કે તેનો દૂત હતો. નારસિંગભાઇ તો ભીલ મિશનનું પ્રથમ ફળ કહેવાય.

સને ૧૮૯૯માં ડોકટર મેકેગ સાહેબ આવ્યા. એજ અરસામાં સંતરામપુર અને સુંથરોડ એ બે સ્ટેશનો ખોલવામાં આવ્યાં. સને ૧૯૦૦માં "છપનિયો" પડયો, ત્યારે આ મિશને ઘણા જીવોનો બચાવ કર્યો.

તેઓએ ભૂખ્યાંને અન્ન, ઉઘાડાંને વસ્ત્ર અને નિરાધારને આધાર આપ્યો. આ વખતે જેમ બીજાં મિશનોએ તેમ આ મિશને પણ છોકરા-છોડીઓને માટે અનાથાશ્રમો બાંધ્યાં, અનાથ છોકરાંઓનું પાળણ કર્યું; અને ઘણી રઝળતી લાસો ગતે ઘાલી. આ માઠા વખતમાં સરકારને પણ સંકટનિવારણ કામમાં મિશનેરીઓએ બહુજ મદદ આપી હતી. વળી તેઓએ પોતાનાં મિશનોથી મોટું ખરચ કરીને રાજપરરાજનો ભેદ નહિ રાખતાં ગાયકવાડી, નવાબી, અને દેશી રાજ્યની પ્રજાને પણ બનતી મદદ આપી તેમના જીવો ઉગાર્યા. એ બાબત જેટલું લખીએ એટલું લખી શકાય. સાંભળવામાં આવ્યું છે કે તેઓએ મિશન કામદારોને ગામેગામ ને ઘેરઘેર મોકલીને ગરીબાંને શોધી કઢાવ્યા અને તેમને મદદ આપી. વળી તેઓએ રસ્તે રઝળતાં અનાથ છોકરાંને એકઠાં કરાવ્યાં. એવાં અશક્ત છોકરાંથી ચલાય નહિ ત્યારે મિશનેરી સાહેબો તેમને પોતાના ઘોડા પર બેસાડીને પોતે ઘોડો દોરતા, ને ચાલતાં પોતાના આશ્રમે લાવી પરવરશી કરતા!! સને ૧૯૦૧ ની સાલે રેવ. મંટગમરી સાહેબ હિન્દની મુલાકાતે આવ્યા ત્યારે તેઓ પોતાની સાથે ડો. જે. બી. હાના સાહેબને લેતા આવ્યા. તેમણે પહેલાં કેટલાંક વર્ષ સુધી ભીલ લોકોમાં કામ કરેલું; પછી સ્વદેશ ગયા બાદ તેમણે ડાકટરના કામનો અભ્યાસ કર્યો, અને મહે. ડોક્ટર ગેવિન સાહેબના મરણ પછી આણંદમાં તેમની જગાએ તેઓ સાહેબ નીમાયા; અને હાલ સુધી એજ ઇસ્પીતાલમાં તેઓ ડોક્ટરનું કામ કરે છે.

સને ૧૯૦૩ માં મિ. સ્લોન સાહેબ પધાર્યા, પણ દુ:ખની વાત કે, ૧૯૦૪ માં તેઓ દેવલોક પામ્યા. સને ૧૯૦૪માં મિ. ડી. લુઇસ સાહેબ આવ્યા. તેઓ પ્રથમ વડીલની અને પછી રેવરેન્ડની દીક્ષા પામ્યા.

એવી રીતે કામ શરૂ થયા પછી કેટલાક મિશનેરીઓ આવ્યા. તેમનાં મુબારક નામોજ માત્ર આ સ્થળે આપેલાં છે. જેમકે—સને ૧૯૦૫ માં મિ. ફર્ગ્યુસન સાહેબ આવ્યા. ૧૯૦૬માં મિ. રે સાહેબ આવ્યા. ૧૯૧૩માં મિ. આંડ્રુ કોકાટ સાહેબ, ૧૯૧૪માં મિ. જે. નીલ સાહેબ, ૧૯૨૦માં મિ. એ. એસ. બ્રીજ સાહેબ, ૧૯૨૧માં વડીલ ડબ્લ્યુ. રોબીન્સન અને ૧૯૨૨માં મિ. આર. ઇ. હાના સાહેબ પધાર્યા.

## (૨) જંગલ ટ્રાઇબ્સ મિશનનાં સ્ટેશનો અને સભાસદોની સંખ્યા
(સને ૧૯૨૮ સુધી)

| | નામ | સભાસદોની સંખ્યા |
|---|---|---|
| ૧. | દાહોદ (બે હદ એટલે માળવા અને ગુજરાત વચ્ચેનું શહેર) | ૪૪૧ |
| ૨. | ઝાલોદ | ૬૫૩ |
| ૩. | સંતરામપુર | ૭૫ |
| ૪. | ગરબાડા | ૨૪ |
| ૫. | લુણાવાડા | ૧૫ |
| ૬. | મોરવા | ૭ |
| | કુલ | ૧૨૧૫ |

## (૩) દેશી જુના કામદારો

૧. દાનીયેલ પ્રેમાભાઈ
૨. રામચંદ્ર નાનાભાઈ
૩. રામા નાથાભાઈ
૪. જેઠાભાઈબાભાઇ (થોડો વખત)
૫. નારસિંગ જગજીભાઈ
૬. મોરાર મોટાભાઈ
૭. ખુશાલ રામભાઈ
૮. મોતીભાઈ જેઠાભાઈ
૯. લલ્લુભાઈ નરસીંહ
૧૦. માધવભાઈ સામાભાઈ
૧૧. હીરજી માલજીભાઈ
૧૨. રૂપાભાઈ મુળજીભાઈ
૧૩. દાઉદભાઈ ઉકાભાઈ
૧૪. ભલજી વેસ્તા
૧૫. વિશિયા નારજી
૧૬. નાથા રાયસિંગ
૧૭. ધીરાજી દલાજી
૧૮. દલજી માનજી
૧૯. ભાવાભાઇ લીંબાજી
૨૦. લાલા કેશવભાઈ
૨૧. રણછોડભાઈ જીવાભાઈ
૨૨. વાલજીભાઈ કાળીદાસ

## પ્રકરણ ૭મું

# હોમમિશનની સ્થાપના

### (૧) શરૂઆતના કામદારો અને સ્ટેશનો

ગુજરાત અને કાઠિયાવાડની પ્રેસ્બિટેરિયન સુવાર્તાપ્રચારક મિશનની સ્થાપના તા. ૧૩ ફેબ્રુઆરી સને ૧૯૦૮ના રોજે થઈ. આ સંસ્થાનું બીજું નામ "હોમ મિશન" કે "કચ્છ મિશન" છે. આ મિશનની સ્થાપના માટે આણંદ મુકામે ગુજરાત અને કાઠિયાવાડમાંની જુદી જુદી ૨૧ મંડળીઓમાંથી ૫૯ પ્રતિનિધિઓની સભા થઇ. તેની બધી હકીકત અહીં લખતાં પરવડે નહિ; માત્ર સાર લખું છું. આ સભામાં પાંચ મહાન મિશનેરી સાહેબો એટલે રેવ. ડો. જે. શિલેડી સાહેબ, રેવ. આર. બોયડ સાહેબ, રેવ. ડો. જી. પી. ટેલર સાહેબ, રેવ. આર. હેન્ડરસન સાહેબ, તથા રેવ. ડો. જે. એફ. સ્ટીલ સાહેબ બીરાજેલા હતા. વળી તેમાં ૭ દેશી પાળકો એટલે રામભાઇ કલ્યાણ, રેવ. નથુભાઇ હરીભાઈ, રેવ. યોહાન ગંગારામભાઈ, રેવ. થોમાભાઇ પાથાભાઇ, રેવ. લાજરસ તેજપાળભાઈ, અને રેવ. પીતરભાઈ ભૂધરભાઈ હતા. એ વખતે પ્રથમ વૃદ્ધ પાળક રેવ. ડો. જે. શિલેડી સાહેબે પ્રાર્થના કરાવી પ્રભુની મદદ માગીને સભાનું કામ શરૂ કર્યું. રેવ. પીતર ભૂધરભાઇની દરખાસ્તથી રેવ. યોહાન ગંગારામ આ સભાના પ્રમુખ નીમાયા. બીજી દરખાસ્તોથી ડો. દલપત મકનભાઇને સેક્રેટરી તથા વડીલ એબેદ તુળસીભાઇને ખજાનચી ઠરાવવામાં આવ્યા. દરેક મંડળીમાંથી પ્રતિનિધિઓ ચુંટવામાં આવ્યા, અને એવા પ્રતિનિધિઓની એક સામાન્ય સભા બની. એવું નક્કી કરવામાં આવ્યું કે એ પ્રતિનિધિઓ વર્ષ આખરે વડીલસભા વખતે ભેગા થાય, ને એમ દરેક વરસે જુદા જુદા પ્રતિનિધિઓ ઠરાવવામાં આવે.

વળી દેખરેખ રાખનારી દસ માણસોની એક સમિતિ ઠરાવવામાં આવી, જેમાં પ્રમુખની ચુંટણી દર વરસે નવી થાય, પણ સેક્રેટરી અને ખજાનચી લાંબા વખત સુધી રહી શકે. એ સમિતિના સભ્યો દર વરસે બદલી શકાય ને જુદી જુદી મંડળીઓમાંથી નવા ચુંટાય.

વળી મિશનેરી પાળકોમાંથી છ મિશનેરીઓની સલાહકાર સમિતિ ચુંટવાનું ઠરાવવામાં આવ્યું, કે જ્યારે જરૂર પડે ત્યારે કારોબારી સમિતિ તેની સલાહ લે. એ બધાં કામની ગોઠવણ કરતાં ૧૪ દરખાસ્તો થઇ ને બધી મંજુર કરવામાં આવી. તેમાં સાતમી દરખાસ્ત એ હતી કે, દર વરસે ઇસ્ટર સન્ડેને દિવસે આ મિશન માટે બધી મંડળીઓમાં ઉઘરાણું થાય ને આ મિશનના સંબંધમાં ઉત્તેજનદાયક ભાષણો કરવામાં આવે. આ બધી દરખાસ્તો "હોમમિશનની સ્થાપના" નામના ચોપાનિયામાં લખેલી છે. ત્યાર પછી જુદા જુદા સભ્યોએ ઘણી ચર્ચા કરી, ને એ બધું લખવાનું કામ સેક્રેટરીને હવાલે કરવામાં આવ્યું. પછી ૨૩૨મું ગીત ગવાયું; અને રેવ. જી. પી. ટેલર સાહેબે તથા રેવ. પીતરભાઇએ પ્રાર્થના કરાવી. છેવટે પ્રમુખે આશીર્વાદ દઈ સભા બરખાસ્ત કરી. મહાન અગ્રેસર સાહેબોએ કચ્છમાં કામ કરવાની પરવાનગી માગી અને તે મળી. એમ બધી રીતે સારી ગોઠવણ થઇ.

## (૨) કચ્છમાં કામ કરવા જનારે કામદારોની યાદી

પહેલવહેલાં આઇ. પી. મિશનના કામદારો વારંવાર કચ્છમાં મુસાફરી કરી આવતા, એવું પિતૃઓને મ્હોડે સાંભળેલું છે. મહાન કામદાર ખીમચંદ નથુભાઇ, પીતર ભૂધરભાઇ તથા માનવંત યાકૂબભાઇ ગોપાળભાઇએ કચ્છનાં ઘણાં શહેરોમાં જઇ સુવાર્તા પ્રગટ કરેલી. પ્રથમ પિતૃ ગીરધરભાઇ રૂપજીભાઇએ કહેલું કે, "અમે કાઠિયાવાડ, કચ્છ ભૂજ, માંડવી, પાટણ, ને કડીકલોલ તરફ લાંબી મુસાફરી કરી એક હજાર રૂપિયા ઉપરાંતનાં ધર્મપુસ્તકો વેચેલાં છે." વળી ગોઘાના કામદાર હીરા હરીભાઇ વિષે તમે વાંચી ગયાં કે, તે કચ્છમાં ચોપડીઓ વેચવા ગએલો, ત્યાંથી પાછા આવતાં ભાવનગર સ્ટેટમાંના ઉમરાળામાં તે મરાણો, ને બરવાળામાં દટાણો. તેની પાસે ચોપડીઓના વેચાણના રૂપિયા ઘણા હતા, તેને લીધે કોઇ હરામખોરોએ તેને મારી નાખ્યો હતો. આ બધી વાતોથી જણાય છે કે, આઇ. પી. મિશન ધરમૂળથી કચ્છમાં કામ કરતું આવેલું છે, અને આ અવસરે તેણે કચ્છમાં જાથુ કામ કરવાની ગોઠવણ કરી. દેશી મંડળીઓ તરફથી આ કામ ઉપાડી લેવામાં આવ્યું, એ કેટલી બધી આનંદની વાત છે! હવે દેશી મિશને જે જે કામદારો મોકલ્યા તે નીચે પ્રમાણે છે:



દેશી મિશનના પ્રથમ કામદારો :
મિ. ટીસાજી હાંસજી, મિ. છોટાલાલ જોનભાઈ

૧. છોટાલાલ જોનભાઇ. તેઓ કચ્છના ભૂજ શહેર જવા તા. ૨-૯-૧૯૦૮માં નીકળેલા, પણ ત્યાં જવા રહેવા હજુ સગવડ થઇ ન હતી; તેથી મહે. રેવ. સ્ટીવન્સન સાહેબ જે તે વખતે રાજકોટ હતા તેઓ તેમને માટે સગવડ કરે ત્યાં સુધી તેમને જામનગર રહેવું પડ્યું, ને ત્યાં રહીને તે કામ કરતા હતા. રાજકોટના કામદારો તેમને મદદ આપતા હતા. મેં સાંભળ્યું છે કે, તેઓએ જામનગરથી દ્વારકા સુધીની મુસાફરી કરેલી છે. જ્યારે તેમને કચ્છમાં જવાનું થયું ત્યારે તેમને મદદગાર કામદાર મળ્યા, તેમને લઇ તેઓ ભૂજ ગયા.

૨. ટીસાભાઇ હાંસજીભાઇ, તા. ૭-૧૦-૧૯૦૮. તે છોટાલાલના મદદનીસ થયા, અને તેમની સાથે પ્રથમ ભૂજ ગયા. તેઓ બન્ને મળીને સાથે કામ કરતા હતા.

૩. યોહાનભાઇ રામાભાઇ, ૧૯૧૧. તેઓ મદદગાર તરીકે ટીસાભાઇ સાથે માંડવી ગયા.

૪. કુંવરજી માનસિંગ, ૧૯૧૨. ને માંડવીમાં મુખ્ય કામદાર થયા.

૫. સામતસિંગ વાલજી, ૧૯૧૩. તે યોહાન રામાભાઇની જગાએ મદદગાર થયા.

૬. નાથાનાએલ સુંદરભાઇ, ૧૯૧૪. ભૂજમાં મદદગાર થયા.

૭. વિશ્વાસભાઇ સુલેમાન, ૧૯૧૪. છોટાલાલની જગાએ ભૂજમાં મુખ્ય કામદાર થયા.

૮. જેમ્સ લક્ષ્મણ, ૧૯૧૫. યોહાને રજા લીધી, તેમની જગાએ જેમ્સભાઇ માંડવીમાં મદદગાર થયા.

૯. દયાળ રામાભાઇ, ૧૯૧૬. માંડવીમાં મદદગાર થયા.

૧૦. ફકીરચંદ લલ્લુભાઇ, ૧૯૧૮. પહેલાં અંજારમાં અને પછી ભૂજમાં મુખ્ય કામદાર થયા.

૧૧. વસ્તાજી અંબાજી, ૧૯૧૮. મદદગાર થયા.

૧૨. મંગળ ચંદાભાઇ, ૧૯૨૦. માંડવીમાં મુખ્ય કામદાર થયા.

૧૩. રૂપાભાઇ મુળજીભાઇ, ૧૯૨૬. અંજારના મુખ્ય કામદાર થયા.
૧૪. સુલેમાન હીરાભાઇ, ૧૯૨૮. માંડવીમાં મુખ્ય કામદાર થયા.
૧૫. સ્તેફન મીઠાભાઇ, ૧૯૩૦. ભૂજમાં મદદનીસ કામદાર થયા.
૧૬. આશીર્વાદ કુબેરભાઇ, ૧૯૩૦. માંડવીમાં મદદનીસ કામદાર થયા.

જેમ જેમ આગળના કામદાર રજા લઇને નીકળતા ગયા તેમ તેમ તેમની જગાએ નવા નીમાયા. એમ આજ સુધીમાં ૧૬ જણે કચ્છમાં સુવાર્તા પ્રગટ કરી છે. હવે આ તો ફક્ત કચ્છમાં ગએલા કામદારો, ને તેમનાં સ્ટેશનોનાંજ નામ આપવામાં આવ્યાં છે. પણ ગુજરાત કાઠીઆવાડની મંડળીઓમાં વર્ષોવર્ષ સામાન્ય સભાઓ ભરાય છે; દેખરેખ રાખનારી (કારોબારી) સમિતિઓ, તેમના પ્રમુખો, સેક્રેટરી તથા ખજાનચી, અને સલાહકાર સમિતિઓ વરસોવરસ નીમાતી જાય છે, એ બધાનું તથા તેનાં નાણાંની આવકજાવક, વ્યવસ્થા વગેરે વિષે જો હું વિસ્તારથી લખું તો લખાણ બહુ લાંબું થઇ જાય. પણ જે ગોઠવણ સ્થાપન કરતી વખતે કરવામાં આવી તેજ સુધારાવધારા સાથે હજુ જારી છે. ભૂજમાં આ મિશને પોતાના કામદાર માટે મકાન વેચાણ રાખેલું છે. નિશાળ પણ ચાલે છે. કચ્છમાં મુસાફરીઓથી ઘણું સારૂં કામ થાય છે ને ધર્મપુસ્તકોનો ફેલાવો થાય છે. ઘણાખરા ભાવિક, શોધક અને ઉમેદવારો પણ છે. તેઓને પ્રભુ યોગ્ય પ્રસંગે સાર્થક તેડું આપશેજ આપશે, કેમકે પ્રભુના સેવકોનું કામ કદી નિષ્ફળ થવાનું નથી.

પ્રભુપિતા એ ભૂમિ પર પોતાના આત્માની વૃષ્ટિ કરીને સુવાર્તાનાં જીવાળ બી વહેલાં ઉગાવો અને ફળવંત કરો! આમેન.